

# श्रीमद्भगवद्गीता-युगलाध्यायी

(અધ્યાય ૧૨ મો તથા ૧૫ મો)


અનુવાદક

સ્વામીશ્રી રેવાનંદગિરિ

સંન્યાસાશ્રમ મુંબઈ





પ્રકાશક - શ્રીયુત ગોવિંદરામ સેવકરામ રાવળ - માંડળ



વેણુગોપાળ

ચિત્રકાર - રવિશંકર રાવળ



# श्रीमद्भगवद्गीता-युगलाध्यायी

## (અધ્યાય ૧૨ મો તથા ૧૫ મો)

પદચ્છેદ, વ્યુત્પત્તિસમાસ, અન્વય, ટીકા સહિત


અનુવાદક

સ્વામીશ્રી દેવાનંદગિરિ



પ્રકાશક

શ્રી આણંદ ગીતાસત્સંગસમાજના સભ્ય

શ્રીમાન ગોવિંદરામ સેવકરામ રાવળ

**માંડળ**

આવૃત્તિ ૨ જી | **મૂલ્ય અમૂલ્ય (પોસ્ટેજ ૦-૧-૬)** | પ્રત ૧૦૦૦

## શ્રી ગીતાજીની વાઙ્મયી મૂર્તિ

वक्त्राणि पंच जानीहि पंचाध्यायाननुक्रमात ।
दशाध्याया भुजाश्चैकमुदरं द्वौ पदांबुजम ॥१॥
एवमष्टादशाध्यायी वाङ्मयी मुर्तिरेश्वरी ।
जानीहि ज्ञानमात्रेण महापातकनाशिनी ॥२॥

# પંચ પુષ્પાંજલિ

વસંતતિલકા

**સ્વા**નુભવેલ શુભ જ્ઞાન સદૈવ આપી,
**મી**ઠી પ્રસાદભરી વાણી વિશેષ વ્યાપી;
**શ્રી**મંત રંક શિશુ વૃદ્ધ હૃદિ પ્રદીપે,
**રે**લી સુધાસરિત જ્ઞાનતણી સમીપે. ૧

**વા**ત્સલ્યભાવ વળી ઉર વિશેષ આણી,
**નં**દિની ધેનુ સમ ભક્તિ પયે પ્રમાણી;
**દ**ઇ શાન્તિ સર્વજનને ભવતાપ કાપ્યા,
**જી**વો થકી અગમ પંથ બતાવી આપ્યા. ૨

**નિ**ર્માન મોહ રહિત વિનિવૃત્ત કામ,
**જ**ય સંગદોષ વળી ચિંતન આત્મરામ;
**ય**દુનંદને પરમ જે પુરુષાર્થ શોધ્યો,
**હોં**શે પ્રયત્ન કરી તે અમને પ્રબોધ્યો. ૩

**ગી**તાતણું પુનિત ભાષ્ય રચ્યા રસાળ,
**તા**રિણી જે ભવ મહા ઉદધિ અપાર;
**સ**ર્વેથી શ્રેષ્ઠ યુગલદ્વય ગાન ન્યારું,
**મા**નાપમાન સમ દ્વન્દ્વ મીટાવનારું. ૪

**જ**ન્મો અને મરણના ભય માત્ર વાસે,
**સા**યુજ્ય મુક્તિપદ સાવ સમીપ ભાસે;
**નં**દાભિરામ અતિ પાર્થે કૃતાર્થ વન્દે,
**દ**ઉં અર્ધ્ય **બાલ** પડી **સ્વામી**પદારવિંદે. ૫

ૐ

# શ્રી ગીતાસત્સંગસમાજમાં થતું કથાપ્રારંભ મંગલાચરણમ્

हरि ॐ नमः परमहंसास्वादितचरणकमलचिन्मकरन्दाय
भक्तजनमानसनिवासाय श्रीरामचन्द्राय नमः ॥

યં બ્રહ્માવરુણેન્દ્રરુદ્રમરુતઃ સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈ–
ર્વેદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગાઃ
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા પશ્યન્તિ યં યોગિનો
યસ્યાન્તં ન વિદુઃ સુરાસુરગણા દેવાય તસ્મૈ નમઃ ॥૧॥

અજ્ઞાનતિમિરાન્ધસ્ય જ્ઞાનાંજનશલાકયા
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥૨॥

મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્
યત્કૃપા તમહં વન્દે પરમાનન્દ માધવમ્ ॥૩॥

શંકરં શંકરાચાર્યં કેશવં બાદરાયણમ્
સૂત્રભાષ્યકૃતૌ વન્દે ભગવન્તૌ પુનઃપુનઃ ॥૪॥

શુક્લાં બ્રહ્મવિચારસારપરમામાદ્યાં જગદ્વ્યાપિનીમ્
વીણાપુસ્તકધારિણીમભયદાં જાડ્યાન્ધકારાપહામ્
હસ્તે સ્ફાટિકમાલિકાં વિદધતીં પદ્માસને સંસ્થિતામ્
વન્દે તાં પરમેશ્વરીં ભગવતીં બુદ્ધિપ્રદાં શારદામ્ ॥૫॥

ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણમુદચ્યતે ।
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# પ્રસ્તાવના

અખિલ બ્રહ્માંડાધિપતિ શ્રી પરમ કારુણિક, ભક્તવત્સલ, પરમકૃપાળુ એવા શ્રી પરમ પુરુષોત્તમ પરમાત્મા શુદ્ધ, નિર્વિકાર, નિષ્કલ, વિશ્વવ્યાપી હોવા છતાં પોતાના અનન્ય ભક્ત-શિરોમણિના પ્રેમને વશ થયા થકા અને ધર્મની સ્થાપના કરવા, અધર્મનો ને અધર્મીઓનો નાશ કરવા માટે અજ (અજન્મા) હોવા છતાં અવતારવિગ્રહ (મૂર્તિ) ધારણ કરે છે.

એવા અસંખ્ય અવતારો જલચર, નભચર, સ્થળચર, પશુ-પક્ષી, મનુષ્ય વગેરેમાં ધારણ કરે છે. તેમાં પણ પ્રબળ ભક્તોની રક્ષા સારુ અને પ્રબળ અભક્તો (વેરભાવી ભક્તો)ના નાશ (ઉદ્ધાર) કરવા માટે દ્વાપરના અંતમાં શ્રી યાદવકુળમાં વસુદેવ-દેવકીના ગૃહમાં આવિર્ભાવ પામ્યા. પછી બાલક્રીડામાં, કુમારક્રીડામાં એમ અનુક્રમે અનેક ચરિત્રો કર્યાં. (अन्ये चांशकलाः सर्वे कृष्णस्तु भगवान् स्वयम्) અર્થાત્ અન્ય અવતારો તો કોઈ અંશાવતાર અથવા કોઈ કલાવતારો થયા છે, પણ શ્રી કૃષ્ણાવતાર તો સ્વયં ષટ્ ભાગયુક્ત ભગવાન છે. એવા શ્રીકૃષ્ણ પરમાત્માએ સ્વભક્તોનાં અનેક કાર્યો કર્યાં છે. પોતાના અનન્ય નરરૂપ રહેલા પરમ ભક્ત શ્રી અર્જુનને પોતાની પ્રેરણાથી યુદ્ધના પ્રારંભમાં મોહરૂપ વૈરાગ્ય પ્રાપ્ત થયો અને અઢાર અક્ષૌહિણી સૈન્યના મધ્યમાં મહાન શોકને ધારણ કરી યુદ્ધના સાધન રૂપ ગાંડીવ ધનુષ્ય હાથમાંથી દૂર નાખીને રથના પૃષ્ઠ ભાગમાં બેઠા ત્યારે એવા અર્જુનને સ્નેહે તેમના પર મહાન કૃપાદૃષ્ટિથી અવ-લોકન કરતા એવા શ્રી યદુનંદન કૃષ્ણચંદ્રજી તેના મોહનો નાશ

કરેલા સપ્તશત (૭૦૦) મંત્રરૂપ શ્રીમદ્ભગવદ્ગીતા–અદ્વૈતામૃતના પાનરૂપ ઉપદેશ કર્યો. જે ઉપદેશ વડે અર્જુનનો મોહ નાશ પામ્યો. અર્જુન તે સ્વમુખથી કહે છે કે (नष्टो मोहः स्मृतिर्लब्धा) અર્થાત "હે પ્રભો! આપના સદુપદેશથી મારો મોહ નષ્ટ થયો અને આત્મતત્ત્વની સ્મૃતિ પ્રાપ્ત થઇ" એ પ્રકારે અષ્ટાધ્યાયી ગીતાનો ઉપદેશ આપ્યો. તે ગીતામાંથી જેમ 'સપ્તશ્લોકી ગીતા', 'અષ્ટાદશશ્લોકી ગીતા,' 'એકાધ્યાયી ગીતા' વગેરે પૃથક્ નીકળેલાં છે તેમજ ભક્તિયોગ–દ્વાદશાધ્યાય અને પુરુષોત્તમયોગ–પંચદશાધ્યાય, એ બે અધ્યાયને "યુગલાધ્યાયી ગીતા" એ નામથી અંતર્યામી પ્રભુ શ્રીકૃષ્ણ ભગવાનની આંતરિક પ્રેરણા હોવાથી પૃથક્ કાઢેલ છે, જે બે અધ્યાયો બીજા સોળ અધ્યાયના સૂત્રરૂપ છે. શ્રી ભગવાને સ્વમુખથી કહેલ છે કે 'ये तु धर्म्यामृतमिदम्' અને 'इति गुह्यतमं शास्त्रम' માટે અન્ય અધ્યાયોથી આ બે અધ્યાય શ્રેષ્ઠ છે. વળી ભક્તિનું સ્વરૂપ મોક્ષપ્રાપ્તિમાં મુખ્ય સાધન છે, તેનું વર્ણન ૧૨મા અધ્યાયમાં કરેલ છે અને તે સાધનથી સાધ્ય (ફળ) ઈશ્વર સ્વરૂપ, તેનું વર્ણન પંદરમા અધ્યાયમાં છે. તેથી તે યુગલાધ્યાય (બે અધ્યાય) ઉત્તમોત્તમ છે. એમ વિચાર કરીને ગુજરાતી ભાષામાં તે બે અધ્યાયોની સરળ અને સાદી વિશેષ ટીકા મારી યથામતિ કરી છે. વિશેષતા એ છે કે મૂળ શ્લોક, પછી પદચ્છેદ–વ્યુત્પત્તિસમાસ–અન્વય–અન્વયાર્થ પછી છેવટે વિસ્તારપૂર્વક વિવેચન–ટીકા આ પ્રમાણે અનુક્રમ રાખ્યો છે. શ્રી ગીતાશાસ્ત્ર મહાન ગંભીર છે. તેનો હજુ સુધી અંતિમ પાર કોઈ ઋષિમુનિ અથવા આચાર્ય અને વિદ્વાન પામી શક્યા નથી. તો અલ્પજ્ઞ, અલ્પમતિવાળો હું તે મહાન ગહન વિષયને યથાર્થ કેવી રીતે જાણી શકું? પણ અંત-

યોગી શ્રીકૃષ્ણ પ્રભુની જેવી પ્રેરણા થઈ તદનુસાર કર્યું છે. તેમાં શાંકરભાષ્ય, મધુસૂદની અને નીલકંઠી એ ટીકાઓનો અભિપ્રાય યત્કિંચિત કોઈ કોઈ સ્થાને લીધો છે, જેથી સ્વ-કપોલકલ્પિત કહેવાય નહિ. કદાચ કોઈ સ્થળે અર્થની સંગતિ બેઠી ન હોય તો વિદ્વત્ પુરુષો સુધારીને વાંચશે એવી પ્રાર્થના છે. ૐ शिवम् ।

લિ. ભવદીય
**સ્વામી દેવાનંદગિરિ**
સંન્યાસાશ્રમ—**આણંદ**

સંવત ૧૯૯૨ પોષ શુક્લ ૧૧ શનિવાર

# સેવા

કહ્યું છે કે સેવા ધર્મો પરમગહનો યોગિનામપ્યગમ્યઃ। 'સેવા ધર્મ ઘણા કઠણ છે. યોગીઓને પણ અગમ્ય છે.' એ ન્યાયાનુસાર સેવા એટલે સેવકધર્મ અતિ કઠિન છે. સેવા તન, મન, ધન ત્રણ પ્રકારે થાય છે. જેની પાસે ધનસંપત્તિ હોય નહિ અને નિર્ધન સ્થિતિમાં હોય તેણે શરીરની યોગ્યતા પ્રમાણે સેવા કરવી અને દયાદિના સદ્ભાવથી યોગ્યતા પ્રમાણે ધાર્મિક કાર્યોમાં ધનથી સેવા કરવી. શારીરિક સ્થિતિ ખરાબ હોય તેમજ ધનનો પણ અભાવ હોય તેમણે મનથી સેવા કરવી. અર્થાત્ માનસિક સંકલ્પથી સેવાની ભાવના રાખવી. આમ વર્તમાન સમયમાં મોક્ષના માર્ગરૂપ **"ગીતા સત્સંગ સમાજ"** એક ધાર્મિક કાર્ય છે. તેમાં પૂર્વોક્ત સેવામાંથી જે પ્રકારની સેવા કરે તેને ધન્ય છે. શ્રી ગીતાજીના યુગલાધ્યાયની ટીકા કરી તેનો ગીતાનુરાગીઓમાં પ્રચાર થાય એટલા માટે એક મુમુક્ષુ સજ્જને તેને છપાવી પ્રસિદ્ધ કરવાના હેતુથી શ્રી **ગીતા સત્સંગ સમાજ**-માં ધનની સહાય કરી છે. જે માટે ધન્યવાદ ઘટે છે. તેમનું પ્રસિદ્ધ નામ **રા. રા. ગોવિંદરામ સેવકરામ રાવળ. મુ. માંડળ.** તેઓ અગાઉ સરકારી કેળવણીખાતામાં હેડમાસ્તર હતા. હાલ વાનપ્રસ્થ પેન્શનર છે. આ પુણ્ય કાર્ય માટે તેમણે રૂપિયા ૧૦૦) સો આપ્યા છે. તેમને અમે ધન્યવાદ આપીએ છીએ. બીજા પણ પોતાની યથાશક્તિ સેવા બજાવી લાભ લેશે.

આ **"યુગલાધ્યાયી"** ગીતાની પ્રથમાવૃત્તિની ૧૦૦૦ પ્રત સંવત ૧૯૯૨માં છપાએલી. તે આ સાલના આરંભસુધીમાં ખતમ થઈ ગઈ તેથી એમ જણાયું કે આ પુસ્તિકા લોકોપયોગી ઘણી



ગોવિંદરામ સેવકરામ રાવળ

માંડળ

થઈ છે. કારણ કે શ્રી ગીતાજીના ૧૨મો અને ૧૫મો અધ્યાય ઘણા જ ગહન અર્થવાળા છે. મંદ અધિકારીને પણ સરલતાથી સમજાય એવી બન્ને અધ્યાયોની ટીકા કરવામાં આવી છે.

હવે આ "દ્વિતીયાવૃત્તિ"ની ઘણી આવશ્યકતા જણાવાથી શ્રી કૃષ્ણ પ્રભુની પ્રેરણા પ્રથમાવૃત્તિના **પ્રકાશક શ્રીયુત ગોવિંદ-રામ સેવકરામ** રાવળને થઈ તેથી આ વખતે પણ પોતે જ મને પત્રથી જણાવ્યું કે યુગલાધ્યાયીની દ્વિતીયાવૃત્તિ છપાવે, તેનું જે ખરચ થશે તે હું આપીશ. આ પ્રમાણે પ્રભુપ્રેરણાથી તે મહાશય તરફથી આર્થિક સહાયતા મળી છે તેથી તેઓને સહસ્રશઃ ધન્યવાદ ઘટે છે.

કેમકે, આવાં જનતાનાં કલ્યાણના કાર્યમાં ન્યાયોપાર્જિત સાત્વિક દ્રવ્યનો વ્યય થવો તે આધુનિક સમયમાં ઘણું કઠિન છે. परोपकारायसतांविभूतयः। એ શાસ્ત્રવચન તેઓએ સાર્થક કર્યું છે. સંવત ૧૯૯૩ના વરસમાં પણ "સુબોધચિન્તામણિ" નામક પુસ્તિકાની ૧૦૦૦ પ્રત પોતાના જ ખરચથી છપાવી છે. સં. ૧૯૯૫માં શ્રી મગનલાલ કાળાશંકર ભટ્ટ અનુવાદિત "શારીરિક મીમાંસા દર્શન સારાંશ"ને પણ પોતાના ખરચે છપાવી પ્રસિદ્ધ કરેલ છે. આવાં જ્ઞાનના સાધનરૂપ કાર્યમાં પોતાના દ્રવ્યનો સદુપયોગ તેઓ કરે છે. તેથી તેઓનું નામ સ્મરણમાં રહે એટલા માટે તેઓનો 'સ્મારક' ફોટો બીજી આવૃત્તિમાં મૂકવામાં આવે છે. એ પણ વાંચનાર અધિકારીઓને પરોપકારમાં દોરશે.

તેઓના વિશેષ જીવનપરિચય આ અગાઉ છપાએલ આવૃત્તિઓમાં આવેલ છે, તેથી અહીં માત્ર દિગ્દર્શન કરાવ્યું છે.

આ પુસ્તિકાનું છપામણી ખરચ પોતાનાં ધર્મના બહેન ગંગાસ્વરૂપ સ્વ. રેવાબા કે જેઓએ એમની સાથે રહી જીવન

વ્યતીત કર્યું તેમના આત્માના કલ્યાણ માટે અને તેમનું સદા સ્મરણ રહે તેથી શ્રીયુત ગોવિંદરામભાઈએ આપ્યો છે. સ્વ. રેવાબાનો થોડો જીવનપરિચય આ સાથે તેમણે આપ્યો છે. ૐ

અત્યારના સમયના પ્રમાણમાં ચાલતું ગુજરાતી ભાષાનું જ્ઞાન, જેની અંદર લખતાં અથવા વાક્યરચના કરતાં મારામાં કોઈ ત્રુટી રહી ગઈ હોય તેને યથાયોગ્ય નિયમ પ્રમાણે લખીને પોતે સંશોધન કરેલ છે તે ગુજરાતી મુખ્ય નિશાળના એક શિક્ષક **બાલાભાઈ પુરુષોત્તમદાસ પટેલ** જેમણે પોતાના સમયનો આ કાર્યમાં ભાગ આપ્યો છે તેમને આશીર્વાદ સાથે ધન્યવાદ આપું છું.

તેમજ રા. રા. રવિશંકરભાઈ મહાશંકર રાવળ જેઓ ભારતીય પ્રાચીન ચિત્રકળાને પુનર્જીવિત કરીને પ્રકાશમાં લાવી મહાન યશસ્વી પદને પામ્યા છે, તેમણે પોતાના 'કુમાર પ્રિન્ટરી' નામના પ્રેસમાં આ યુગલાખ્યાયી ગીતાને છાપેલી છે. તથા તેના મેનેજર બચુભાઈએ ઘણી મહેનત લઈ ભૂલો સુધારીને પોતે મહાન પ્રયાસ કર્યો છે, માટે તેઓને સહસ્રશઃ ધન્યવાદ આપું છું.

અંતર્યામી પ્રભુ તેઓ દ્વારા સેંકડો પરોપકારી કાર્ય કરાવે.

ભવિષ્યમાં આ કાર્યમાં જે કોઈ ભાઈઓ અથવા બહેનો સેવાર્થે ભાગ લેશે તેઓને પણ ધન્યવાદ આપું છું. ૐ શમ્।

લિ. ભવદીય
**સ્વામી રેવાનંદગિરિ**
**મુ. આણંદ**

ચૈત્ર સુદી ૯ (રામનવમી) સંવત ૧૯૯૬
સંન્યાસઆશ્રમ **આણંદ**

# આભારદર્શન

ગીતાજીમાં ભરેલા જ્ઞાનભંડાર જે ધર્મ ધરાવે છે, અનેક દુઃખિયાને આશ્વાસન અને આશ્રય આપી ભવસાગરમાંથી જે ધર્મે પાર ઉતાર્યાં છે, દુનિયાના દરેક ધર્મોના પવિત્ર સિદ્ધાંતો પોતાના વિશાળ ઉદરમાં જે ધર્મે સમાવેલા છે અને ભારે ઝોકાંના પ્રહારો થયા છતાં સમસ્ત જગતમાં પોતાનો દિવ્ય પ્રકાશ જે ધર્મ એકસરખો ફેલાવી રહ્યો છે, એવો અનુપમ આ વેદ ધર્મ પોતાના અનેક તપસ્વી ઋષિમુનિઓ, ધુરંધર યોગીઓ અને આદર્શ સંત મહાત્માઓરૂપી સ્તંભો વડે સુરક્ષિત છે. વળી ધર્મો રક્ષતિ રક્ષિતઃ એ બરાબર છે. પરંતુ મૃગજળના રંગો જેવાં સુખો પાછળ, તેમાં યે કળિયુગના અનેક માયાવી પ્રલોભનો પાછળ આ જીવ ભમ્યા કરે છે. જેથી અમૂલ્ય મનુષ્યજીવન નિરર્થક બની ધર્મથી વિમુખ થવાને લીધે ફરી એ જ ઘટમાળમાં અટવાયા કરે છે. આવી સ્થિતિમાં પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી અને પોતાના પુણ્યોદયથી આ ભવાટવીમાં પણ અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ જનાર માર્ગદર્શક ગુરુજનો મળી આવે છે જેમના વચનોમાં શ્રદ્ધા અને વિશ્વાસ રાખી બતાવેલી રાહ પર ચાલ્યા જવાથી પરમાનંદમય આત્મસ્વરૂપ પ્રાપ્ત થઈ શકે છે.

નરસિંહ જેવા પ્રભુના પરમ ભક્ત પણ બોલી ઊઠે છે કે 'ગ્રંથ ગરબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે.' આવી રીતે ખેંચતાણ કરીને અનેક પાખંડીઓએ પોતાના સ્વાર્થ માટે શાસ્ત્રોને ચૂંથી નાખીને અર્થાનર્થ કરી અજ્ઞાન જનસમુદાયને દોરાવ્યા છે, જેથી કયું સત્ય હશે તે નહિ સમજવાથી

ગતાનુગતિક પ્રમાણે ગાડરીઆ પ્રવાહ તાણ્યો જાય છે અને અંતે પસ્તાય છે. પરંતુ હિંદુ ધર્મમાં ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે અર્જુન પ્રતિ પ્રબોધેલ ગીતાશાસ્ત્ર એક જ એવું અનુપમ છે, કે એમાં કોઈપણ પાખંડ ચાલી શકતું નથી. ગીતાજી એ કલદાર નાણું છે. એને આશરે જનારે પરમ શાન્તિ અનુભવે છે. જેના સેવનથી જીવને સત્ય સુખના આનંદની પ્રાપ્તિ થાય છે. આથી જ આ દિવ્ય ગ્રંથમાંથી અનેક સંતોએ અને ધુરંધર પંડિતોએ પોત-પોતાની રીતે અમૃતપાન કરી લોકોને તેનો સ્વાદ ચખાડ્યો છે. તે જ પ્રમાણે આણંદમાં વસી રહેલા વિદ્વાન પૂજ્યપાદ મહાત્મા **સ્વામીશ્રી રેવાનંદજી** જનહિતાર્થે શાસ્ત્રોનાં કથાશ્રવણાદિ વડે તથા અન્ય ધાર્મિક પ્રવૃત્તિઓ વડે ધર્મની જ્યોત પ્રજ્વલિત રાખી પોતાનું પવિત્ર જીવન પરોપકાર્થે નિર્ગમન કરે છે, જેમનો મહદ્ ઉપકાર કોઈથી ભુલાય તેમ નથી. પોતે સંસ્કૃત વિદ્યાના સારા જ્ઞાતા હોઈ શાસ્ત્રોમાં પારંગત છે, અને જનતાને ગીતારૂપી અમૃતનું પાન કરાવે છે. પોતાના અગાધ જ્ઞાન-ભંડારનો ઉપયોગ એ રીતે જનકલ્યાણ અર્થે કરે છે.

આ ગીતા (સુગમવ્યાખ્યા)નું ગરબા ભાષાંતર કરીને તેઓએ વિદ્યાર્થીથી લઈને મુમુક્ષુ પર્યન્ત સઘળાં ઉપર ઉપકાર કર્યો છે. જે બદલ 'ગીતા સત્સંગ સમાજ' તેઓશ્રીનો ઘણો જ ઋણી છે. આવી જ રીતે તેઓશ્રી ગીતા સત્સંગ સમાજ ઉપર કૃપાદૃષ્ટિ રાખશે એવું ઇચ્છી હાલ તો વિરમીએ છીએ.

લિ.

સમસ્ત ગીતા સત્સંગ સમાજ તરફથી કૃપાભિલાષી

**ભાલાભાઇ પુ. પટેલ** તથા **પોસ્ટ માસ્તર સાહેબ-આણંદ**

# ગં. સ્વ. રેવાબાનો અલ્પ પરિચય

જન્મ તા. ૨૯—૬—૮૬          કૈલાસવાસ તા. ૧૦—૧૨—૩૯

નાની ઉંમરમાં પોતાનાં માતા પિતા ગુજરી ગયાં હતાં. ૧૩ વરસની વયમાં પોતે વિવાહિત થઈને તુરત જ વૈધવ્યને પ્રાપ્ત થયાં. પોતાના શ્વસુરપક્ષમાં બીજી કોઈ સંતતિ હતી નહિ. તેમ પિતૃપક્ષમાં પોતે એક જ હતાં. તેમનાં માસીબા તેમને ઉછેરતાં હતાં પણ તેઓ પણ સ્વર્ગસ્થ થતાં ૧૫ વરસની વયમાં નિરાધાર થઈ ગયાં. ૧૮ વરસની ઉંમરે મારો અને તેમના ભાઈબહેનનો સત્યનો સંબંધ બંધાયો અને મારે ત્યાં રહી પ્રાથમિક શાળામાં ગુજરાતી અભ્યાસ કર્યો. પછી તેમનાં સ્વર્ગસ્થ ભાભી (મારાં જૂનાં પત્ની)ના સાથે કૉલેજમાં દાખલ થઈ સીનિયરમાં પાસ થયાં. ત્યારથી કન્યાશાળામાં મુખ્ય શિક્ષિકા તરીકે નિમણૂક થઈ અને તેમના હાથ નીચે ઘણી વિદ્યાર્થિનીઓ ભણી ભણી ઉત્તીર્ણ થએલ છે અને હજુ પણ તેમનો ઉપકાર માની તેમના નામ પર પ્રેમ ધરાવે છે.

પોતે ઉદ્ધવસંપ્રદાય (સ્વામીનારાયણ)નાં અનુયાયી હોઈ તે દીક્ષા ધારણ કરી હતી. ખરી નિષ્ઠાથી તેમાં પાર પહોંચી છેવટ અક્ષરધામમાં ગયાં.

આ પ્રમાણે તેમનો જીવનપરિચય ટૂંકમાં આપ્યો છે માટે તેમની નામની યાદગીરી નિમિત્ત રૂપીઆ ૦-૨-૫) ઓછે અગાઉ પચાસ આપી "યુગલાધ્યાયી"ની બીજી આવૃત્તિ છપાવી પ્રસિદ્ધ કરી વિનામૂલ્યે ગીતાપ્રેમી સજ્જનોને અર્પણ કરું છું. ૐ શમ્.

લિ. આપનો કૃપાભિલાષી
**ગોવિન્દરામ સેવકરામ રાવળ**

ચૈત્ર સુદી ૧ સોમવાર સં. ૧૯૯૬
**મુ. માંડલ** (તાલુકે વીરમગામ)

# ગીતા મંત્રના સંક્ષેપથી ન્યાસ-ધ્યાન

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामन्त्रस्य भगवान् वेदव्यास ऋषिः॥ अनुष्टुप् छन्दः॥ श्रीकृष्णः परमात्मा देवता॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम्॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः॥ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम्॥ अथ करन्यासः॥ नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः॥ न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः॥ अच्छेद्योऽयमदाह्य० इति मध्यमाभ्यां नमः॥ नित्यः सर्वगतः स्थाणु० इति अनामिकाभ्यां नमः॥ पश्य मे पार्थ० इति कनिष्ठिकाभ्यां नमः॥ नानाविधानि दिव्यानि० चेति करतलकरपृष्ठाभ्यां नमः॥ इति करन्यासः॥ એ જ પ્રકારે હૃદયાદિ ન્યાસ ઉપર સંખ્યા શ્લોકોથી કરવા. नैनं छिन्दंति० इति हृदयाय नमः॥ न चैनं क्लेद० इति शिरसे स्वाहा॥ अच्छेद्योऽयं० इति शिखायै वषट्॥ नित्यः सर्व० इति कवचाय हुम्॥ पश्य मे पार्थ० इति नेत्रत्रयाय वौषट्॥ नानाविधानि० चेति अस्त्राय फट्॥ इति अंगन्यासः श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः॥

## ઉપરનાં અંગન્યાસની સમજણ

મંત્રશાસ્ત્રનો એવો વિધિ છે કે જે શાસ્ત્ર મંત્રરૂપ ગણાય છે તેના પાઠ કરતાં પહેલાં ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક એ છ હોવાં જોઈએ. કયા ઋષિ તેના ઉપાસક છે? ત્યારપછી જે મંત્રો છે તેનો છંદ કયો? ત્યારપછી તેના ધ્યેયરૂપ દેવ કોણ છે? ત્યારપછી તે મંત્રશાસ્ત્રનું મૂળ—બીજ કોણ, જેનાથી

તે ઉત્પન્ન થયું? ત્યારપછી તે મંત્રોમાં શક્તિ શું છે? અને તેનો પાલક (ખીલો) કોણ, જેના પર તે રહેલ છે? આ પ્રમાણે ઉપર કહેલાં છ હોવાં જોઈએ. મંત્રશાસ્ત્રમાં પ્રથમ એ છ જો હોય નહિ તો વિદ્વાનોની મંત્રરૂપે તેમાં પ્રવૃત્તિ થાય નહિ.

## હવે અંગન્યાસ શું તે કહે છે

પ્રથમ વ્યવહારના તથા મોક્ષના સાધનમાં વપરાતા આપણા શરીરના અવયવોમાંના આટલા અવયવો મુખ્ય છે. જમણા અને ડાબા એ બે હાથના ૧૦ આંગળીઓ અને હૃદય, શિર, શિખા (ચોટલી), કવચ (હાથનાં આવડાં), નેત્ર અને અસ્ત્ર એ દસ આંગળીઓ દ્વારા મંત્રોને અંગમાં ન્યાસ (પ્રવેશ) કરાવવા, તેમજ હૃદયાદિ અંગો દ્વારા પણ તે મંત્રોનો અંગોમાં પ્રવેશ કરાવવો. એટલે તે અંગોમાં સ્થાયી રૂપે રહેલાં પાપોને તે મંત્રો દૂર કરે છે. તે સર્વ અંગો નિષ્પાપ થયા પછી તે મંત્રશાસ્ત્રના દેવના જે હોય તેની પ્રસન્નતા કરવા માટે તે દેવના સ્વરૂપનો પોતાના હૃદયમાં વિનિયોગ (પ્રવેશ) કરાવીને ત્યારપછી તે દેવનું માનસિક ધ્યાન કરવું. તે ધ્યાનમાં સંક્ષેપથી શ્લોકો કહે છે:

**प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये।**
**ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥१॥**

અર્થઃ—શરણે થનાર ભક્તોને કલ્પવૃક્ષની પેઠે વાંછિત ફળ આપનાર એવા, અને એક હાથમાં ચાબૂક ધારણ કરનારા જ્ઞાનમુદ્રાયુક્ત અને ગીતારૂપ અમૃતને દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ! આપને નમસ્કાર હો. [૧]

**वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम्।**
**देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥**

અર્થઃ—વસુદેવના પુત્ર, દિવ્ય રૂપવાળા, કંસ અને ચાણુર દૈત્યોના

નાશ કરનારા અને દેવકીજીને પરમ આનંદ આપનારા સર્વ જગતના ગુરુ એવા શ્રીકૃષ્ણને હું વંદન કરૂં છું. (૨)

**नमोऽस्तु ते व्यास विशालबुद्धे**
**फुल्लारविन्दायतपत्रनेत्र ।**
**येन त्वया भारततैलपूर्ण:**
**प्रज्वालितो ज्ञानमय: प्रदीप: ॥३॥**

અર્થ:—વિશાળ છે બુદ્ધિ જેની, ખીલેલાં કમળ સમાન વિશાળ છે નેત્ર જેનાં એવા હે વ્યાસ ભગવન્! આપને નમસ્કાર હો. જે તમોએ ભારતરૂપી તેલ પૂરીને ગીતાજ્ઞાનરૂપી દીપક (અમને ધર્મ-કર્મનો ખરો માર્ગ દેખાડવા) પ્રગટાવ્યો છે. (૩)

**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वन्दे परमानन्द माधवम् ॥४॥**

અર્થ:—જે પરમાત્માની કૃપા મૂંગાંને વાચાળ બનાવે, પાંગળાંને પર્વત ઉલ્લંઘાવે, એવા પરમાનંદ સ્વરૂપ માધવને હું નમસ્કાર કરૂં છું. (૪)

**यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुत: स्तुन्वन्ति दिव्यै: स्तवै-**
**र्वेदै: सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगा: ।**
**ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो**
**यस्यान्तं न विदु: सुरासुरगणा देवाय तस्मै नम: ॥५॥**

અર્થ:—બ્રહ્મા, વરુણ, ઇન્દ્ર, રુદ્ર અને મરુત (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રો વડે જે પરમાત્માની સ્તુતિ કરે છે, સામવેદનું ગાયન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ સહિત વેદો વડે જેમની સ્તુતિ ગાય છે, તેમનામાં પરોવાએલા ચિત્ત વડે ધ્યાનમાં સ્થિર થએલા યોગીઓ જ જેમનાં દર્શન કરી શકે છે, દેવો, અસુરો જેમના પારને પામી શકતા નથી, એવા પરમાત્મા દેવને નમસ્કાર હો. (૫) इति ध्यानम् ।



સ્વામી રેવાનંદજી

સંન્યાસ આશ્રમ · આણંદ



श्री गणेशाय नमः।

श्री कृष्णचंद्रेभ्यो नमः।

अथ

# श्रीमद्भगवद्गीता

## (युगलाध्यायी)*

### शिष्टकृतं मंगलम्

वंशीविभूषितकरान्नवनीरदाभात्
पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात्।
पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥१॥

चिदानंदाकारं जलदरुचिसारं श्रुतिगिराम्
व्रजस्त्रीणां हारं भवजलधिपारं कृतधियाम्।
विहन्तुं भूभारं विदधदवतारं मुहुरहो
महो वारंवारं भजत कुशलारंभकृतिनः ॥२॥

### मंगलाचरणम्

દોહા

સત ચિત્ આનંદ રૂપ જે, વ્યાપક ચિદ્દઘન દેવ
અગુણ સગુણ નિજ તંત્ર વિભુ, પરમજ્યોતિ ગતભેવ (૧)

*બારમો અને પંદરમો બે અધ્યાય.

તે યોગેશ્વર કૃષ્ણતનુ ધરી સુમંગલ રૂપ
કહ્યું પાર્થને યુદ્ધમાં, ગીતા જ્ઞાન અનૂપ (૨)

ટીકા યુગલ અધ્યાયની, કરૂં સ્વમતિ અનુસાર
સાધક શિષ્ય સુજાન પઢી, પામે ફલ શુભ ચાર (૩)

ત્વં પદાર્થ શોધન કહ્યું, પ્રથમ ષટકમાં શ્રેષ્ઠ
તત્પદાર્થ શોધન પુનિ, દ્વિતીય ષટકમાં જ્યેષ્ઠ (૪)

બ્રહ્મસ્વરૂપ નિજ પામવા ભક્તિ જ્ઞાન બે દ્વાર
પ્રથમ દ્વારનું રૂપ કહે, યદુનંદન મતિ પાર (૫)

આમુખઃ—પ્રથમ ષટ્કમાં (तत्त्वमसि) એ મહાવાક્યમાંનું त्वं પદનું નિરૂપણ વાચ્યાર્થ જીવ. અને લક્ષ્યાર્થ કૂટસ્થ રૂપે અતિ વિસ્તારપૂર્વક કહીને દ્વિતીય ષટ્કમાં પૂર્વોક્ત મહાવાક્યમાંનું तत् પદનું નિરૂપણ વાચ્યાર્થ—માયા સબલ બ્રહ્મ. અને લક્ષ્યાર્થ—નિર્ગુણ બ્રહ્મ, વિસ્તારપૂર્વક કહીને પોતાના સબલ બ્રહ્મસ્વરૂપમાં નિષ્ઠા ધારણ કરાવવા પરમભક્ત શ્રી અર્જુનને એકાદશમા અધ્યાયમાં વિશ્વરૂપ (વિરાટ) સ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું.

અનન્ય ભક્ત શ્રી અર્જુન તે વિરાટ દર્શન કરીને આશ્ચર્યચકિત હૃદયે બોલ્યા કેઃ

**अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा**
**भयेन च प्रव्यथितं मनो मे।**
**तदेव मे दर्शय देव रूपं**
**प्रसीद देवेश जगन्निवास॥**

અર્થઃ—હે દેવેશ! હે જગતના નિવાસ પ્રભો! પૂર્વે નહિ જોએલ એવું આપનું આ અદ્‌ભુત સ્વરૂપ જોઈને હું પ્રફુલ્લિત થયો

હર્ષ પામ્યો છું, તેમજ અતિ વિકરાળ ભયંકર સ્વરૂપનું દર્શન કરી મારૂં મન ભયથી મહાન વ્યથા પામ્યું છે. તેથી હે દેવ! આપનું પૂર્વનું જ સૌમ્ય (શાન્ત) સ્વરૂપનું દર્શન કરાવો. મારા પર પ્રસન્ન થાઓ. આ પ્રકારે વિશ્વરૂપ દર્શન કરાવીને શાન્ત ચતુર્ભુજ રૂપનું દર્શન કરાવા પછી શાંત મનવાળા અર્જુનના પ્રતિ અધ્યાયસમાપ્તિના અંતિમ શ્લોક રૂપ અતિ ગુહ્ય ઉપદેશ કર્યો તે આ પ્રમાણે:

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः।**
**निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव॥**

અર્થ:—મારા અર્થે સર્વ કર્મો કરે, હું પરમેશ્વર જ પ્રાપ્ય (પ્રાપ્ત થવા યોગ્ય) છું જેને, એ પદો વડે સમગ્ર ત્વં પદાર્થ શોધન રૂપ કર્મયોગ અને ધ્યાનયોગનું કથન કર્યું. 'મારો ભક્ત' એ પદ વડે ભગવત આરાધન રૂપ ઉપાસનાકાંડનો સમગ્ર અર્થ સૂચન કર્યો. સંગવર્જિત—એ પદ વડે સર્વ સાંસારિક પદાર્થોના સંસર્ગથી રહિત થવું, એકાન્તિક ભગવદ્ધ્યાનનિષ્ઠાસૂચન કરી સર્વભૂત—પ્રાણીમાં ભગવત્ રૂપ ન જુએ તો નિર્વૈર થવું બહુ અશક્ય છે. એ પાંચ લક્ષણો યુક્ત જે અધિકારી સાધક હોય તે ભક્તજન તત્પદના લક્ષ્યરૂપ અખંડાનંદઘન મારા સ્વરૂપને પ્રત્યક્ આત્મા રૂપે અભેદપણું પ્રાપ્ત કરે છે. હે પાંડવ વિશુદ્ધવંશજ! તું પોતે જ એ સ્વરૂપ જાણવામાં સમર્થ છે, તેથી મારા મોક્ષરૂપ પરમપદને પ્રાપ્ત થઈશ. આ પ્રકારનો ઉપદેશ શ્રી ભગવતના મુખથી શ્રવણ કરીને અંતર વિચાર કરતાં શંકાનો ઉદ્ભવ થયો.

ઉત્થાનિકા—સપ્તમ અધ્યાયથી આરંભી અહીં સુધીના કથનથી પૂજ્યપાદ શ્રી કૃષ્ણપ્રભુએ તત્પદના અર્થનું નિરૂપણ કર્યું. હવે તત્પદના શોધનરૂપ ઉપાસનાકાંડને સમાપ્ત કરતા એવા શ્રી

ભગવાન તત્પદના અર્થરૂપ નિર્ગુણ અને સગુણ એ બંનેને યથાર્થ અપરોક્ષરૂપ જાણવાવાળા ભક્તજનોનાં લક્ષણો તથા સ્વરૂપ કેવાં હોય તેટલા સારૂ આ બારમા અધ્યાયનો આરંભ કરે છે.

ગયા અધ્યાયના અંતમાં "मत्कर्मकृन्मत्परमः" આ શ્લોકમાં मत् શબ્દનો અર્થ પોતાનું ભજન એવો કથન કરેલો છે. ત્યાં मत् (મારો) એ શબ્દથી સગુણ અથવા નિર્ગુણ સ્વરૂપમાં બંનેમાંથી શ્રી ભગવત્‌ના કયા સ્વરૂપના અર્થમાં આશય છે? કેમકે मत् શબ્દનો અર્થ સગુણ અથવા નિર્ગુણ બંને સ્વરૂપમાં ઘટે છે. આ પ્રકારનો સંશય શ્રી અર્જુનના મનમાં થવાથી શ્રી ભગવાન પ્રત્યે તે સંશયને દૂર કરવા પ્રશ્ન પૂછે છે.

### अर्जुन उवाच—અર્જુન પૂછે છે

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥**

### पदच्छेदः

एवम् सततयुक्ताः ये भक्ताः त्वाम् पर्युपासते ये च अपि अक्षरम् अव्यक्तम् तेषाम् के योगवित्तमाः।

### व्युत्पत्तिसमासाः

सततं युक्ताः इति सततयुक्ताः, परितः उपासते इति पर्युपासते, क्षरति इति क्षरम् न क्षरम् इति अक्षरम् तत्, न व्यक्तम् इति अव्यक्तम् तत्, अतिशयेन योगं विन्दन्ति ते योगवित्तमाः ॥

### अन्वयः

एवम् सततयुक्ताः ये भक्ताः त्वाम् पर्युपासते च ये अक्षरम् अव्यक्तम् तेषाम् योगवित्तमाः के इति ॥

## અન્વયાર્થ

એ પ્રમાણે હમેશ સાવધાન ચિત્તવાળા જે ભક્તો આપને સર્વ પ્રકારે ઉપાસે છે તથા જેઓ અવિનાશી અને ઇન્દ્રિયોથી અગોચર બ્રહ્મને ઉપાસે છે તે બન્નેમાં ભક્તિયોગ અથવા જ્ઞાનયોગને જાણનાર કોણ શ્રેષ્ઠ? ઇતિ.

## ટીકા

એ પ્રમાણે શમદમાદિ સાધનસંપન્ન અને નિષ્કામ કર્મ વડે એકાગ્ર અને શુદ્ધ થયું છે અંતઃકરણ જેઓનું, અને આપની આનંદવિગ્રહ (મૂર્તિ), લીલાવતાર આદિના એકાગ્ર ઉત્કટ ધ્યાન વડે જે સગુણ ઉપાસકો આપની વિવિધ ઉપાસના કરે છે તથા ઇન્દ્રિય અગોચર સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ અને અસ્તિ—જાયતે—વર્ધતે—વિપરિણમતે—અપક્ષીયતે—નશ્યતિ એ ષટ્ વિકારરૂપ નાશથી રહિત અવિનાશી એવા નિર્ગુણ સ્વરૂપની ઉપાસના કરવાવાળાઓ અર્થાત્ સગુણ બ્રહ્મ તથા નિર્ગુણ બ્રહ્મ એ બે સ્વરૂપોના ઉપાસકો-માં આપના ભક્તિયોગ અને જ્ઞાનયોગ એ બે યોગની પરાકાષ્ઠાને કોણ પ્રાપ્ત થાય છે તે મારાથી સમજાય તેવી રીતે કહો. (૧)

## ઉત્થાનિકા

અર્જુનના પૂર્વોક્ત પ્રશ્નનો અભિપ્રાય જાણીને શ્રી સર્વજ્ઞ પ્રભુ નિર્ગુણ સ્વરૂપ અતિ દુષ્પ્રાપ્ય (પામવામાં કઠિન) પણ અતિ શ્રેષ્ઠ છે એવું સૂચન કરતા થકા સગુણ સ્વરૂપનું સાધક અવસ્થામાં શ્રેષ્ઠપણું બતાવતા શ્રી ભગવાન કહે છે:

**श्री भगवानुवाच—શ્રી ભગવાન કહે છે**

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥

### पदच्छेदः

मयि आवेश्य मनः ये माम् नित्ययुक्ताः उपासते श्रद्धया परया उपेताः ते मे युक्ततमाः मताः

### व्युत्पत्तिसमासाः

मन्यते अनेन इति मनः तत्, नित्यं युक्ताः इति नित्ययुक्ताः, अतिशयेन युक्ताः युक्ततमाः इति।

### अन्वयः

ये मयि मनः आवेश्य नित्ययुक्ताः परया श्रद्धया उपेताः माम् उपासते ते मे युक्ततमाः मताः ॥

### અન્વયાર્થ

જેઓ મારે વિષે મનને સારી રીતે એકાગ્ર કરીને નિરંતર મારામાં સંબદ્ધ કરતા થકા અત્યંત પર (શ્રેષ્ઠ) શ્રદ્ધા વડે યુક્ત થઈને મને ઉપાસે છે તેઓ મારા મતથી અત્યંત શ્રેષ્ઠ ભક્તો માનવામાં આવ્યા છે. ઇતિ.

### ટીકા

સગુણ ઉપાસક અથવા નિર્ગુણ ઉપાસક એ બન્નેમાં મારા મતથી તેઓ જ અતિ શ્રેષ્ઠ છે જેઓ મારી સગુણ મૂર્તિની પરમ શ્રદ્ધાથી અર્ચન, ભજન, જપ, ભક્તિ અથવા ધ્યાન ઇત્યાદિ સાધનો વડે ઉપાસના કરીને ધ્યેયાકાર બની જાય અને અનન્યભક્તના અસાધારણ ધર્મોનું પાલન કરે. સગુણ ઉપાસનાની પરાકાષ્ઠાને પ્રાપ્ત થઇને મારા અક્ષય સ્વરૂપમાં એકરૂપ થાય તેવા પુરુષ સગુણોપાસક શ્રેષ્ઠ માનેલ છે. અને નિર્ગુણઉપાસક પણ પૂર્વોક્ત સાત્વિક શ્રદ્ધાયુક્ત થઇ પ્રણવોપાસના અથવા અહંગ્રહોપાસના

વગેરેથી અસ્તિ–ભાતિ–પ્રિયરૂપ સચ્ચિદાનંદ પરબ્રહ્મને મહાવાક્યના અભ્યાસથી પ્રત્યક્ (કૂટસ્થ) આત્મા અને પરમાત્મા એ બન્નેમાં અભેદપણું નિશ્ચય કરીને મારા મહાકાશની પેઠે વ્યાપક બ્રહ્મસ્વરૂપમાં એકતાને પામે છે. તે પણ શુકવામદેવાદિની પેઠે "ज्ञानीत्वात्मैव मे मतम्" એ ન્યાયે જ્ઞાની ભક્ત પણ મને મહાન્ પ્રિય છે. ॥૨॥

આ પ્રમાણે સગુણ નિર્ગુણ બંને ઉપાસકોની સ્તુતિ કરી. હવે અવ્યક્ત બ્રહ્મસ્વરૂપના વેત્તા જ્ઞાની પુરુષોનું અતિ દુર્લભપણું ત્રણ શ્લોકો વડે કથન કરે છે.

**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।**
**सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम ॥३॥**

### पदच्छेदः

ये तु अक्षरम् अनिर्देश्यम् अव्यक्तम् पर्युपासते सर्वत्रगम् अचिन्त्यम् च कूटस्थम् अचलम् ध्रुवम् इति।

### व्युत्पत्तिसमासाः

न क्षरम् इति अक्षरम् तत्, निर्देष्टुं शक्यम् इति निर्देश्यम् न निर्देश्यम् इति अनिर्देश्यम् तत्, न व्यज्यते इति अव्यक्तम् तत्, सर्वस्मिन् इति सर्वत्र, सर्वत्र गच्छति इति सर्वत्रगम् तत्, चिन्तितुम् योग्यम् चिन्त्यम् न चिन्त्यम् इति अचिन्त्यम् तत्, कूटवत् तिष्ठति इति कूटस्थम् तत्, न चलम् इति अचलम् तत्, इति।

### अन्वयाः

ये तु अक्षरम् अनिर्देश्यम् अव्यक्तम् सर्वत्रगम् च अचिन्त्यम् कूटस्थम् अचलम् ध्रुवम् इति॥

## અન્વયાર્થ

પણ જેઓ અવિનાશી, અવર્ણનીય, વ્યક્તપણાથી રહિત, સર્વ જગ્યાએ વ્યાપ્ત, તેમ ચિન્તનમાં ન આવી શકે તેવા કૂટ (લુહારની એરણની પેઠે) નિર્વિકાર સ્થિત, નિશ્ચલ, નિત્ય એવા લક્ષણવાળા બ્રહ્મને સાધનો વડે ઉપાસે છે. ઇતિ.

## ટીકા

તુ શબ્દ સગુણથી વિલક્ષણતા જણાવવા માટે, અક્ષર એટલે (एतद्वैतदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्वमदीर्घम् ) इति श्रुतेः અર્થ:—હે ગાર્ગિ! એ અક્ષર બ્રહ્મ સ્થૂલ નથી, અણુ (સૂક્ષ્મ) નથી, ટૂંકા નથી, લાંબો નથી, એ પ્રમાણે આ અક્ષરના સ્વરૂપને મહાન્ બ્રહ્મવેત્તા કથન કરે છે. ઇત્યાદિ શ્રુતિઓ તે અક્ષર બ્રહ્મને માયિક સર્વે ધર્મોથી રહિત કહે છે. અર્થાત્ જાડાપણું સૂક્ષ્મપણું વગેરે અનાત્માના ધર્મો છે. માટે તે અનાત્મા કદાપિ અક્ષર બની શકશે નહિ. વળી આગળ પણ શ્રી ભગવાન કહેશે કે "क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते" તેથી તે બ્રહ્મસ્વરૂપ અક્ષર છે, વળી તે અનિર્દેશ્ય. વાણી વડે કહેવાને અશક્ય અર્થાત્ અક્ષર છે, માટે જ વાક્ ઇન્દ્રિયનો અવિષય છે, બુદ્ધિ આદિનો પણ અવિષય છે એમ જાણી લેવું (यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह। इति श्रुतेः અર્થ:—જે પરબ્રહ્મ સ્વરૂપમાં મન સાથે વાણી પણ નહિ પહોંચીને નિવૃત્તિ પામે છે. તેથી અગોચરપણું સિદ્ધ થાય છે. અવ્યક્ત એટલે હસ્તાદિની પેઠે આકારથી રહિત —વળી સત્તા સ્ફુરણ રૂપે સર્વગત છે. જે બ્રહ્મની સત્તા વડે સર્વે જગત જડ છતાં સત્તારૂપ દેખાય છે તે બ્રહ્મનું અસત્ત્વપણું ક્યા

પ્રકારે કહેવાય? ન જ કહેવાય.

સર્વાધિષ્ઠાન રૂપ બ્રહ્મ, રૂપાદિ હીન છે માટે સર્વ પ્રકારે અચિંત્ય છે. લુહારની એરણ ઉપર અનંત ઘાટ ઘડાય છે છતાં એરણનું રૂપ બદલાતું નથી, ત્રણે કાળમાં તેવું ને તેવું જ રહે છે, તેમ આત્મસ્વરૂપમાં પણ અનન્ત સૃષ્ટિઓ, તેમજ અનન્ત શરીરો પ્રાપ્ત થયા છતાં પોતાનું સચ્ચિદાનંદપણું કદી બદલાતું નથી, ત્રણ કાળમાં એકરસ છે, તેથી કૂટસ્થ કહેવાય છે. સર્વ માયાનું કાર્ય જગત તેમજ માયા એ સર્વ ચલ (ચલિત) છે. પણ સર્વનું અધિષ્ઠાન પરબ્રહ્મસ્વરૂપ સદા અચલ છે. આ પ્રકારે પૂર્વોક્ત વિશેષણોથી બ્રહ્મસ્વરૂપમાં ધ્રુવપણું સિદ્ધ થાય છે. પરિ-શેષથી તે પરમાત્મસ્વરૂપ નિત્ય ધ્રુવરૂપ છે અર્થાત્ પોતાના યથાર્થ સ્વરૂપથી ક્યારે પણ અન્યથા ભાવને પ્રાપ્ત થતા નથી. (૩)

શંકા—ઉપરના શ્લોકમાં બતાવેલ અક્ષર બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થવું અને ઉપાસના કરવી તેનો શો પ્રકાર છે, તેના સમાધાનમાં શ્રી ભગવાન કહે છે:

संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहितेरताः ॥४॥

### पदच्छेदः

संनियम्य इन्द्रियग्रामम् सर्वत्र समबुद्धयः ते प्राप्नुवन्ति माम् एव सर्वभूतहित रताः।

### व्युत्पत्तिसमासाः

सम्यक् नियम्य इति संनियम्य, इन्द्रियाणां ग्रामः इति इन्द्रिय-ग्रामः तम् इन्द्रियग्रामम्, समा बुद्धिः येषां ते समबुद्धयः, प्रकर्षेण

आप्नुवन्ति इति प्राप्नुवन्ति, सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि तेषां हितम् इति सर्वभूतहितम् तस्मिन सर्वभूतहिते रताः ये इति सर्वभूतहिते रताः इति।

## अन्वयः

सर्वत्र समबुद्धयः सर्वभूतहिते रताः ते इन्द्रियग्रामम् संनियम्य माम् एव प्राप्नुवन्ति ॥

## અન્વયાર્થ

સર્વ પદાર્થોમાં સમબુદ્ધિ છે જેની, પ્રાણીમાત્રના હિતમાં પ્રીતિવાળા એવા તે મુમુક્ષુ પુરુષો જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોના સમુદાયને સારી રીતે નિયમમાં રાખીને મને જ પ્રાપ્ત થાય છે. ઇતિ.

## ટીકા

સર્વ કાળને વિષે ધ્યાનપરાયણ રહેવાવાળા અને સમબુદ્ધિ ચંચળપણાથી રહિત છે અંતઃકરણ જેઓનું અર્થાત્ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એ સર્વેના સ્વાભાવિક ધર્મોથી રહિત થયા છતાં ઇન્દ્રિયોના સમુદાયને અર્થાત્ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો એ સર્વેને પોતપોતાના શબ્દાદિ વિષયોથી રોકીને એકીભાવ વડે પૂર્વોક્ત બ્રહ્મસ્વરૂપમાં પ્રવેશ કરાવીને સ્થિતિ કરે (यदा पंचावतिष्ठंते ज्ञानानि मनसा सह बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम्) इति श्रुतेः અર્થ:—"જ્યારે મન સહિત પાંચે જ્ઞાનેન્દ્રિયો એકાગ્ર સ્થિતિ કરે અને બુદ્ધિ પણ અન્ય ચેષ્ટા કરે નહિ એવી સ્થિતિને મહાત્મા પુરુષો પરમ ગતિ—મોક્ષ કહે છે" ઇત્યાદિ શ્રુતિઓ પણ એ અર્થમાં પ્રમાણરૂપ છે અને સર્વ ભૂતમાત્રમાં અભયદાન વડે તેઓના આલોક તથા પરલોકના હિતમાં મહાન પ્રેમ ધરાવવા

અતઃ જ્ઞાની પુરુષો અંતરંગ તથા બહિરંગ સાધન સંપન્ન થઈને ત્રીજા શ્લોકમાં કહેલ વિશેષણોવાળું પરબ્રહ્મસ્વરૂપની ઉપાસના કરીને મને જ અભેદભાવથી પ્રાપ્ત થાય છે. (૫)

પરંતુ એ નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિરૂપ ગતિ મહાન કઠિન છે, તે કઠિનતા શ્રી ભગવાન સ્વમુખથી કહે છેઃ

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥

**पदच्छेदः**

क्लेशः अधिकतरः तेषाम् अव्यक्तासक्तचेतसाम् अव्यक्ता हि गतिः दुःखम् देहवद्भिः अवाप्यते इति ॥

**व्युत्पत्तिसमासाः**

क्लेशयति इति क्लेशः, अतिशयेन अधिकः इति अधिकतरः, अव्यक्ते आसक्तानि चेतांसि येषां ते अव्यक्तासक्तचेतसः तेषाम् अव्यक्तासक्तचेतसाम् , देहः अस्ति येषां ते देहवन्तः तैः देहवद्भिः इति ।

**अन्वयाः**

अव्यक्तासक्तचेतसाम् तेषाम् क्लेशः अधिकतरः हि देहवद्भिः अव्यक्ता गतिः दुःखम् अवाप्यते इति ॥

**અન્વયાર્થ**

નિર્વિશેષ બ્રહ્મમાં જેમણે મન લગાડેલું છે, તેઓને કષ્ટ ઘણું વધારે પડે છે. જે કારણથી દેહાભિમાની મનુષ્યો વડે અવ્યક્ત બ્રહ્મ સંબંધીની ગતિ (નિષ્ઠા) દુઃખપૂર્વક પ્રાપ્ત કરાય છે. ઇતિ.

## ટીકા

વિચાર દૃષ્ટિથી તો સગુણ ઉપાસનામાં પણ અધિક કલેશ છે. કારણકે તેઓને બાહ્ય પદાર્થોની અનુકૂળતા તથા પ્રતિકૂળતા રૂપ પ્રતિબંધ થાય છે. તેમજ ધ્યાનાદિ કરવામાં મનને પણ કષ્ટ પડે છે. છતાં પણ તે ઉપાસકોની સુલભતા એ છે કે આલંબન (આકાર)વાળું ધ્યાન હોય છે. તેથી તેઓ સોપાનક્રમ ન્યાયે અનુક્રમથી શનૈઃ શનૈઃ પૂર્વોક્ત પરાકાષ્ઠાને પામે છે, અને નિર્ગુણ ઉપાસનામાં તો નિરાલંબ ધ્યાન આકાશયુદ્ધ સમાન, તેના ઉપાસકોને આકાર વિના ચિત્તની સ્થિતિ કરવી એ મહાન્ કલેશ છે. હવે ક્રમિક ધ્યાનપ્રયોગ બતાવે છે.

જેમ રજ્જુ (દોરડી)માં ભ્રાન્તિથી સર્પનો અધ્યાસ થાય છે, પણ તે સમયમાં ઘણાજ તીવ્ર હઠથી વારંવાર નિરીક્ષણ કરવાથી તત્કાલ સર્પ અધ્યાસ મટીને દોરડીનું સ્વરૂપ પ્રત્યક્ષ દેખાશે. તેવીજ રીતે વસ્તુતાથી વ્યાપક ચૈતન્યરૂપવાળી એવી પરમાત્માની મૂર્તિ છે છતાં ભ્રાન્તિથી પાષાણાદિ જડપણાનો અધ્યાસ થાય છે, પણ તે જ પાષાણાદિની પ્રતિમામાં એકાગ્ર ચિત્તના અભિનિવેશ (તીવ્રહઠ) વડે ઘણો વખત વારંવાર પરમાત્મ ભાવનારૂપ ધ્યાનથી તે મૂર્તિમાં આ પોતાના ચર્મચક્ષુથી જોતાં જોતાં આગળનું દેખાતું જડપણું તિરોધાન થઇ (મટી)ને સાક્ષાત્ ચૈતન્યના આવિર્ભાવ થાય છે. તેથી જ શ્રી વિષ્ણુ આદિ મૂર્તિ અથવા શ્રી મહાદેવજીના બાણ (લિંગ) એ બંનેમાં ઘણા ભક્તોનાં તપ આદિ વડે પોતાના સ્વામીની પેઠે ઘણાં કાર્યો કર્યાં છે, એવી આખ્યાયિકા શાસ્ત્રોમાં ઘણી જ દેખાય છે. તો એ પ્રમાણે અચેતન મૂર્તિ પણ ચેતનરૂપ બને છે અને તે મૂર્તિ વિશ્વરૂપ બની જાય છે. કેમકે પરમાત્માનું સામાન્ય સ્વરૂપ તેમાં છે જ.

તે જ પ્રમાણે એકાગ્ર મનથી જોવાવાળા અર્જુન ભક્તને શ્રી વાસુદેવ શ્રી કૃષ્ણ પ્રભુના દેહમાં વિશ્વરૂપનું દર્શન થયું, માટે સોપાનક્રમ ન્યાયથી સાલંબન ધ્યાનના પ્રયોગથી ભગવત્ સ્વરૂપનું પ્રત્યક્ષ થાય છે. સત્ય છે, એવી રીતે અવ્યક્ત (નિર્ગુણ) સ્વરૂપની ઉપાસના કરવાવાળાને તેનાથી પણ અધિક ક્લેશ થાય છે, પણ નિર્ગુણ ઉપાસનાના ક્રમથી સોપાનક્રમ ન્યાયે એ અધિકતા છે કે જેઓ અવ્યક્તાસક્ત ચિત્તવાળા તેઓને પક્ષીની પેઠે અકસ્માત્ ઊર્ધ્વપદમાં આરૂઢ થવું પડે છે; તેને લીધે લય (નિદ્રા) અને વિક્ષેપ એ બંને બાધક થાય છે, માટે લયવિક્ષેપરૂપ પ્રતિબંધો નાશ કરવામાં પણ અતિ ક્લેશ પડે છે, એ જ કારણથી શ્રી ભગવાન કહે છે કે અવ્યક્ત એટલે નિરાલંબન ગતિ (પદપ્રાપ્તિ) દેહધારી નામ દેહાભિમાની પુરુષો વડે અતિ દુઃખપૂર્વક (ઘણા પરિશ્રમથી) પ્રાપ્ત થાય છે; અતિ સુખપૂર્વક મહેનત વિના પ્રાપ્ત થતું નથી. તેથી જ અવ્યક્તાસક્ત પુરુષોને અધિક ક્લેશનું કથન શ્રી ભગવાને કર્યું છે. (૫)

શંકા—હે પ્રભો! અવ્યક્તાસક્ત પુરુષોને અવ્યક્તપ્રાપ્તિમાં આપે બહુ કષ્ટ કથન કર્યો પણ અતિકષ્ટે કરીને પણ કૈવલ્ય મોક્ષની સિદ્ધિ તત્કાલ થાય છે તો પછી કાલાંતરે કૈવલ્ય પ્રાપ્તિ કરાવનાર સગુણ ઉપાસનાનું શું પ્રયોજન છે?

એવી અર્જુનની શંકા શ્રવણ કરી તેનો ઉત્તર બે શ્લોક વડે ભગવાન કહે છે.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥६॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

**पदच्छेदः**

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः अनन्येन एव योगेन माम् ध्यायन्तः उपासते तेषाम् अहम् समुद्धर्ता मृत्युसंसारसागरात् भवामि न चिरात् पार्थ मयि आवेशितचेतसाम् ।

**व्युत्पत्तिसमासाः**

सम्यक् न्यस्य इति संन्यस्य, अहं परः येषां ते मत्पराः, न विद्यते अन्यत् आलबनं यस्य सः अनन्यः तेन अनन्येन, ध्यायन्ति ते ध्यायन्तः, सम्यक् उत् ऊर्ध्वम् धरति इति समुद्धर्ता, मृत्युना युक्तः संसारः मृत्युसंसारः स एव सागरः इति मृत्युसंसारसागरः तस्मात् मृत्युसंसारसागरात्, आवेशितानि चेतांसि येषाम् ते आवेशितचेतसः तेषाम् आवेशितचेतसाम् ।

**अन्वयाः**

पार्थ तु ये सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः अनन्येन योगेन एव ध्यायन्तः माम् उपासते तेषाम् आवेशितचेतसाम् मृत्युसंसारसागरात् अहम् न चिरात् समुद्धर्ता भवामि इति ॥

**અન્વયાર્થ**

હે પાર્થ! પણ જેઓ સઘળાં કર્મોને મારા વિષે અર્પણ કરીને મારામાં તત્પર એવા પુરુષો અનન્ય ભક્તિયોગ અથવા જ્ઞાનયોગ (સમાધિ) વડે (મારું)જ ધ્યાન કરતા છતા મને જ ઉપાસે છે, મારા સ્વરૂપમાં સર્વ પ્રકારે પ્રવેશ કર્યું છે ચિત્ત જેઓએ તેવા પુરુષોને મૃત્યુ સંસાર-

સાગરથી હું થોડા સમયમાં સારી રીતે ઉદ્ધાર કરનાર થાઉં છું. ઇતિ.

## ટીકા

કર્મો બે પ્રકારનાં છે. વિધિ અને નિષેધ. તેમાં વિધિ કર્મ ૪ પ્રકારનાં છે: ૧ નિત્ય, ૨ નૈમિત્તિક, ૩ કામ્ય, ૪ પ્રાયશ્ચિત્ત. એવી રીતે કર્મ ૫ પ્રકારનાં છે. શ્રુતિ–સ્મૃતિ શાસ્ત્ર વડે જે કરવાની આજ્ઞા હોય તે વિધિકર્મ કહેવાય. શ્રુતિ–સ્મૃતિ શાસ્ત્રોએ જે કર્મ કરવાની ના પાડી હોય તે નિષેધ કર્મ કહેવાય. વિધિ કર્મ નિત્ય, નૈમિત્તિક, સ્વભાવિક વગેરે સર્વ કર્મો મારા-વાસુદેવ સ્વરૂપમાં સમર્પણ કરીને અહંકર્તા એવો અભિનિવેશ ત્યાગ કરીને મારૂં સ્વરૂપ જ સર્વ કર્મો વડે પ્રાપ્ત થવા યોગ્ય છે. અથવા મત્પરાઃ એટલે અખંડ મારા ધ્યાનપરાયણ રહેતા એવા પુરુષો અનન્ય ભેદશૂન્ય એવી ભાવના વડે હું પોતે ભગવાન વાસુદેવમાં અહંગ્રહ ઉપાસનારૂપ યોગે કરી ચિત્તની એકાગ્રતાથી મારૂં ધ્યાન કરતા છતા મારી ઉપાસના કરે તેવા પ્રકારની ઉપાસના કરવાવાળા પુરુષોને હું ભગવાન વાસુદેવ શીઘ્ર (તત્કાલ) સારી રીતે મૃત્યુ-યુક્ત સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરવાવાળો થાઉં છું. કારણકે તે પુરુષો મારા સગુણ વિશ્વરૂપમાં પ્રવિષ્ટ ચિત્તવાળા છે તેથી સગુણ ઉપાસકો પણ જલદી પરમપદમાં આરૂઢ થવાને યોગ્ય છે. માટે અવ્યક્ત નિર્ગુણમાં અત્યંત અભિનિવેશવાળું થવું યોગ્ય નથી. એવો ભાવ બતાવેલ છે. (૬--૭)

આ પ્રમાણે પોતાની ઉપાસના જ સર્વ ફળ આપવાવાળી હોવાથી તેમાંજ તત્પર રહેવું એમ ઉપદેશ આપતા ભગવાન શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે.

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः॥८॥**

### पदच्छेदः

मयि एव मनः आधत्स्व मयि बुद्धिम् निवेशय निवसिष्यसि मयि एव अतः ऊर्ध्वं न संशयः इति ॥

### व्युत्पत्तिसमासाः

आसमन्तात् धत्स्व आधत्स्व, नि निश्चयेन वेशय इति निवेशय, नि निश्चयेन वसिष्यसि इति निवसिष्यसि इति।

### अन्वयः

मयि एव मनः आधत्स्व मयि बुद्धिम् निवेशय अतः ऊर्ध्वं मयि एव निवसिष्यसि संशयः न ॥

### અન્વયાર્થ

મારામાં જ મનને રાખ, મારે વિષે બુદ્ધિને પ્રવિષ્ટ કર જેથી શરીરપાત થયા પછી મારા સ્વરૂપમાં જ નિશ્ચયપૂર્વક રહીશ એમાં સંશય નથી. ઇતિ.

### ટીકા

મારા વિશ્વરૂપ સગુણ ઈશ્વરસ્વરૂપમાં તારૂં સંકલ્પવિકલ્પાત્મક મન એકાગ્રતાથી સ્થાપન કર જેથી માનસિક વૃત્તિનો લય થઇ જાય અને મન અમન ભાવને પ્રાપ્ત થાય. મારા સ્વરૂપનો નિશ્ચય કરવાવાળી બુદ્ધિને પણ મારામાં પ્રવેશ કરાવ. જેથી બુદ્ધિમાંથી અન્ય સાંસારિક પદાર્થોની વાસનાનો નિશ્ચયો દૂર થઇ જાય. કારણકે સઘળા સંસારના વ્યવહાર માત્ર મન અને બુદ્ધિમાં જ રહેલા છે. જ્યાં સુધી મન અને બુદ્ધિ સાત્વિક

થઈને સંસારમાંથી પાછો હઠીને ઈશ્વરપરાયણ થાય નહિ ત્યાં સુધી સાધનોના અન્ય પ્રયાસો નિષ્ફળ થાય છે. (તેથી જ શ્રી ભગવાને મન અને બુદ્ધિ પર કાબુ રાખવાનો સંકેત મૂકેલ છે.) અને જ્યારે મન અને બુદ્ધિ મારામાં પ્રવેશ કરશે ત્યારે મારા સ્વરૂપમાં અભેદરૂપે વાસ કરીને રહીશ. જીવન અવસ્થામાં પોતાનાં પ્રારબ્ધો ભોગવી રહ્યા પછી શરીરપાત થયા પછી અખંડ એવું જે મારું વાસુદેવ સ્વરૂપ તેમાં એકત્વ ભાવને પ્રાપ્ત થઈશ. એમાં હે અર્જુન! કોઈપણ સંશય નથી. સત્ય માનીને મારા વચનોમાં વિશ્વાસ કર. (૮)

હવે સગુણ બ્રહ્મના ધ્યાનમાં અંતઃકરણના ચાંચલ્યાદિ દોષોને લીધે અશક્ત હોય તો તે પુરુષોએ પ્રથમ પ્રતિમાદિ બાહ્ય આલંબનમાં ભગવત ધ્યાનાભ્યાસ કરવો તેમાં પણ અશક્ત ચિત્ત હોય તો ભાગવત ધર્મો (ભગવત સંબંધી ધર્મો)નું અનુષ્ઠાન કરવું. તેમાં પણ અશક્ત હોય તો સર્વ કર્મફલ ત્યાગ કરવો. એ ત્રણ સાધનોને ત્રણ શ્લોકો વડે હવે કહે છે:

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥

## पदच्छेदः

अथ चित्तम् समाधातुम् न शक्नोषि मयि स्थिरम् अभ्यासयोगेन ततः माम् इच्छ आप्तुम् धनंजय ॥

## व्युत्पत्तिसमासाः

सम्यक् आधातुम् इति समाधातुम्, अभ्यासश्चासौ योगश्च अभ्यासयोगः तेन अभ्यासयोगेन, धनम् जयति इति धनंजयः तत् संबुद्धौ हे धनंजय इति ॥

## अन्वयः

धनंजय अथ मयि चित्तम् स्थिरम् समाधातुम् न शक्नोषि ततः अभ्यासयोगेन आप्तुम् इच्छ॥

## અન્વયાર્થ

હે અર્જુન! એ પ્રમાણે મારે વિષે ચિત્તને અચલતાથી ધારણ કરવાને શક્તિમાન (સમર્થ) ન હો તો અભ્યાસયોગ વડે મને પ્રાપ્ત કરવાને ઇચ્છા કર. ઇતિ.

## ટીકા

હે અર્જુન! જો મારા વિશ્વેશ્વરરૂપ વિશ્વરૂપમાં ચિત્તને ધારણ કરવામાં અર્થાત અચલ કરવામાં તું સમર્થ ન થઈ શકે. કારણ કે ઉપર કહેલ મન અને બુદ્ધિને મારા વિશ્વરૂપમાં નિરંતર ધ્યાન રૂપે પરોવી રાખવું તે મહાન્ અશક્ય છે. તો તને અન્ય સરળ ઉપાય બતાવું છું તે શ્રવણ કર: અભ્યાસયોગરૂપ સાધન અર્થાત બાહિર્ અને આન્તર્ પ્રતિમાદિના આલંબનમાં ચિત્તને પુનઃપુનઃ ધારણ કર. અર્થાત્ પોતાના ઇષ્ટરૂપ પંચદેવ ઉપાસ્ય છે તે આ પ્રકારે શ્રી **વિષ્ણુ**, શ્રી **મહાદેવ**, શ્રી **જગદંબા**, શ્રી **ગજાનન.** શ્રી **સૂર્ય** એ પંચ પૂજ્ય દેવોમાંથી જેની ઉપાસના કરવાની ઇચ્છા થાય તેઓની પ્રતિમાઓ તંત્રશાસ્ત્રોમાં કહેલ છે. તે પ્રતિમાઓના અવયવોનું માનસિક ધ્યાન કરવું અથવા મનની સ્થિરતા ન રહે તો એકાંત સ્થળમાં પ્રતિમાની પ્રતિકૃતિ (મૂર્તિ-છબી) વગેરે સન્મુખ રાખીને મંત્ર સહિત તે દેવનું ધ્યાન કરવું. તેવી રીતે જે અભ્યાસ હમેશ વધારતા જવું તેને અભ્યાસયોગ કહે છે. તે અભ્યાસયોગની પકવતા થયે પોતાનાં મન અને બુદ્ધિ ધ્યેયાકાર થશે. તેણે કરીને મનની સ્થિરતાથી મારું વિ-

સ્વરૂપ (વિરાટ)માં અભિન્નપણું થવાથી મારા પરમપદમાં સ્થિતિ સદાને માટે થશે. હે ધનંજય! રાજસૂય યજ્ઞ માટે દિગ્વિજય કરીને ધનને પ્રાપ્ત કર્યું, તેવીજ રીતે સર્વ કામ, ક્રોધ, મોહાદિક શત્રુઓનો દિગ્વિજય કરીને મારા તત્ત્વજ્ઞાનરૂપ ધન પ્રાપ્ત કરવાને સમર્થ થા. એવો શ્રી ભગવાનનો અભિપ્રાય છે. (૯)

અભ્યાસયોગમાં અસમર્થ હોય તેમના માટે એથી પણ સુલભ ઉપાય કહે છે.

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥

**पदच्छेदः**

अभ्यासे अपि असमर्थः असि मत्कर्मपरमः भव मदर्थम् अपि कर्माणि कुर्वन् सिद्धिम् अवाप्स्यसि ।

**व्युत्पत्तिसमासाः**

न समर्थः इति असमर्थः, मम कर्म इति मत्कर्म मत्कर्म एव परमं यस्य सः मत्कर्मपरमः, मह्यम् इति मदर्थम्, करोति इति कुर्वन्, अव–समीपम्–आप्स्यसि इति अवाप्स्यसि ।

**अन्वयः**

अभ्यासे अपि असमर्थः असि मत्कर्मपरमः भव मदर्थम् कर्माणि कुर्वन् अपि सिद्धिम् अवाप्स्यसि ॥

**અન્વયાર્થ**

અભ્યાસમાં પણ અસમર્થ હો તો મારા અર્થે કર્મ કરનારો થા. મારા માટે કર્મ કરતો થકો પણ સિદ્ધિને પ્રાપ્ત થઈશ. ઇતિ.

## ટીકા

ઉપરના શ્લોકમાં કહેલ અભ્યાસયોગમાં કોઈ પ્રતિબંધકને લઈને અસમર્થ થઈને તે પ્રતિમાદિની ઉપાસના ન બની શકે તો મત્કર્મ એટલે મારા સંબંધી ભાગવત કર્મ જેવાં કે । श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् । અર્થ-ઇષ્ટ દેવના ગુણાનુવાદનું શ્રવણ કરવું, તેઓના ગુણોનું કીર્તન કરવું, તેઓના નામમંત્રોનું સ્મરણ કરવું તેઓના પ્રતીક (મૂર્તિ)નું ચરણ સેવન કરવું, અને તેમની તંત્રોક્ત મૂર્તિનું યથાવિધિ અર્ચન-પૂજન કરવું, તેઓને સાષ્ટાંગપૂર્વક વંદન કરવું, તેઓના દાસ બનીને કર્મ, મન, વાણી વડે સેવન કરવું, તેઓના સખા બનીને રહેવું અને છેવટ સર્વ આત્મનિવેદન કરવું ઇત્યાદિ નવ પ્રકારનું ભજનાત્મક કર્મ ભગવત્પ્રીત્યર્થ કરવું. તે મત્કર્મ શબ્દથી સૂચન કર્યું (નવધાભક્તિનાં વિશેષ સ્વરૂપો અન્ય ભક્તિ ગ્રંથોમાં ઘણાં વર્ણવેલાં છે તેથી અહીં સામાન્ય કહેલ છે) તે મત્કર્મ નામનું સાધન પરમ આવશ્યક છે. કેમકે મારા માટે જ તે ભગવત્ સંબંધી કર્મ કરતો થકો સત્ત્વશુદ્ધિ (અંતઃકરણ શુદ્ધિ) પૂર્વક મારા વિશ્વરૂપ સ્વરૂપને અભેદરૂપે પ્રાપ્ત થઈશ (૧૦)

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥**

### पदच्छेदः

अथ एतत् अपि अशक्तः असि कर्तुम् मद्योगम् आश्रितः सर्वकर्मफलत्यागम् ततः कुरु यतात्मवान् ।

### व्युत्पत्तिसमासाः

न शक्तः इति अशक्तः, मम योगः इति मद्योगः तं मद्योगम्,

आसमन्तात् श्रितः इति आश्रितः, सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि तेषां फलानि इति सर्वकर्मफलानि तेषां त्यागः इति सर्वकर्मफलत्यागः तं सर्वकर्मफलत्यागम्, यतश्चासौ आत्मा च यतात्मा यतात्मा अस्ति अस्य इति यतात्मवान् ।

## अन्वयः

अथ एतत् अपि कर्तुम् अशक्तः असि ततः मद्योगम् आश्रितः यतात्मवान् सर्वकर्मफलत्यागम् कुरु ।

## અન્વયાર્થ

અથવા એ કર્મ કરવાને અશક્ત છે તો મારા શરણરૂપ યોગના આશ્રયવાળો અને નિયમિત ચિત્તવાળો થઇને સર્વ કરવા યોગ્ય કર્મોના ફળનો ત્યાગ કર. ઇતિ.

## ટીકા

બહારના પદાર્થોને લઇને તારું ચિત્ત વિક્ષેપવાળું થતું હોય તેથી મારા ભાગવત સંબંધી શ્રવણાદિ કર્મો કરવામાં અશક્ત હો તો મદ્યોગ અર્થાત્ મારું એક શરણું જે શરણાગતપણું તેનો આશ્રય કર. કેમકે કર્મો કરતા છતા પણ તે મને અર્પણ કરવાં તેને સુલભ પડશે. યમ અને નિયમનું પાલન કરી શુભ કર્મો કરીને તેનાં ફલોનો ત્યાગ કરજે. કેમકે અહંતા મમતાથી કરેલાં કર્મો જ બંધનનાં હેતુ છે, તો તેનાં ફલોને વાસુદેવાર્પણ કરવાથી, એકલાં કર્મો કરવાથી તેને બંધન થશે નહિ. ફલ સહિત કર્મો જ બંધન કરે છે. એથી પાછળ પણ કહેવાયું છે. (यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्, यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्) અર્થ: હે કુંતીમાતાના પુત્ર અર્જુન! જે કર્મ કરે છે, જે કાંઇ ભોજન કરે છે, એ બે વિશેષણો વડે આ જગતમાં શારીરિક

કર્મ કરવું તે પણ મને વાસુદેવને અર્પણ કર. અહંકર્તા એ ભાવનાનો ત્યાગ કર, અને જે કાંઈ હવન કરે છે, અથવા જે કાંઈ દાન કરે છે, જે કાંઈ તપ કરે છે, એ ધાર્મિક કર્મો પણ મને જ અર્પણ કર; અર્થાત્ શરીરનાં નિર્વાહસાધનોરૂપ કર્મ અને ધાર્મિક પ્રસંગનાં પારલૌકિક પ્રાપ્તિનાં શુભ કર્મો એ બધાં મારા વાસુદેવના સ્વરૂપને શરણે સમર્પણ કરી દે. તેનાથી પણ મારા સગુણ વિશ્વરૂપમાં અભેદ પામીશ. (૧૧)

હવે આ છેલ્લા સર્વ કર્મ ફલ ત્યાગ રૂપ સાધનમાં જ સર્વ સાધનોનો અંતર્ભાવ છે. તથા સર્વ કર્મફલત્યાગરૂપસાધન ની શ્રી ભગવાન્ સ્તુતિ કરે છે.

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥१२॥**

### पदच्छेदः

श्रेयः हि ज्ञानम् अभ्यासात् ज्ञानात् ध्यानम् विशिष्यते ध्यानात् कर्मफलत्यागः त्यागात् शान्तिः अनन्तरम् ।

### व्युत्पत्तिसमासाः

अतिशयेन प्रशस्यम् इति श्रेयः, ध्यायते अनेन इति ध्यानम्, त्यज्यते इति त्यागः, कर्मणां फलानि इति कर्मफलानि तेषां त्यागः इति कर्मफलत्यागः, न अन्तरं यस्मिन् कर्मणि यथा स्यात् तथा इति अनन्तरम् ।

### अन्वयः

अभ्यासात् ज्ञानम् श्रेयः ज्ञानात् ध्यानम् विशिष्यते ध्यानात् कर्मफलत्यागः हि त्यागात् अनन्तरं शान्तिः ॥

## અન્વયાર્થ

અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાનથી સર્વ કર્મફળ ત્યાગ શ્રેષ્ઠ છે: કારણકે ત્યાગથી પછી તત્કાળ સંસારમાંથી ઉપરામ રૂપ શાન્તિ પ્રાપ્ત થાય છે. ઇતિ.

## ટીકા

એ કર્મફલત્યાગ જ સર્વ પુરુષાર્થનું મૂળ છે. અભ્યાસ એટલે પૂર્વોક્ત શ્લોક ૯ માં કથન કર્યો તેનાથી જ્ઞાન એટલે શ્રવણમનનથી ઉત્પન્ન થએલું પરોક્ષ જ્ઞાન તે શ્રેષ્ઠ છે જ્ઞાન (પરોક્ષ)થી ધ્યાન એટલે ચિત્તની બહિર્મુખતાનો નિરોધ કરીને આંતરમુખવૃત્તિથી ધ્યેયાકાર મનોવૃત્તિને રાખવી તે વિશેષ છે. ધ્યાનથી પણ કર્મફલત્યાગ શ્રેષ્ઠ છે. અર્થાત શ્રવણાદિ અભ્યાસથી ઉત્પન્ન થએલું જ્ઞાન—તત્ત્વ નિશ્ચયાત્મક તે શ્રેષ્ઠ છે. તેનાથી પણ પરોક્ષરૂપે જાણેલો અર્થ તેના સાક્ષાત્કાર માટે ધ્યાન શ્રેષ્ઠ છે. તેના કરતાં પણ કર્મફલ ત્યાગ શ્રેષ્ઠ છે. કારણકે ઉપર બતાવેલ એકથી એક શ્રેષ્ઠ છે. તે આ શ્લોકમાં પૂર્વપૂર્વની અપેક્ષાથી ઉત્તરોત્તર શ્રેષ્ઠ બતાવ્યા છે. તે સોપાનક્રમ ન્યાયે ઉપર ગતિ કરવા સારૂ છે. જેમકે અભ્યાસ કરે પણ તેનાથી પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય નહિ, તો અભ્યાસ નિષ્ફળ છે. જ્ઞાન થયું હોય અને તેનાથી ધ્યાનમાં પરિપક્વ નિષ્ઠા થાય નહિ તો તે જ્ઞાન નિષ્ફળ છે. ધ્યાન પ્રાપ્ત થયું હોય અને સર્વ કર્મફલનો ત્યાગ સિદ્ધ થાય નહિ, તો ધ્યાન નિષ્ફળ છે અને સર્વ કર્મફલત્યાગ ઉપર કહેલાં સર્વ સાધનોનું ફળ છે; તેના વિના સર્વ ઉપરનાં સાધનો કંઇ કામનાં નથી. આ સાધનોમાં એવી સંકલના છે

કે એક વિના એક સિદ્ધ થતું નથી માટે શ્રી ભગવાને ઉત્તરોત્તરની શ્રેષ્ઠતા કહી છે. જે સાધનમાં તમે પ્રયાસ કરો કે તેનાથી ઉપરનાં સાધનોમાં જવાને અધિકારી થવાય. છેવટ સર્વ કર્મફલત્યાગ યથાર્થ સિદ્ધ થાય ત્યારે અંતે મોક્ષરૂપ શાંતિને અવશ્ય પ્રાપ્ત થાય. કારણકે પૂર્વોક્ત સર્વ સાધનો ચિત્તશુદ્ધિનાં કારણ છે. અને ચિત્ત-શુદ્ધિ વિના જ્ઞાન (અપરોક્ષ જ્ઞાન) થાય નહિ અને તેના વિના મોક્ષ પ્રાપ્ત થાય નહિ. એ પ્રકારનો ભગવતનો અભિપ્રાય છે. (૧૨)

એ પ્રકારે મંદ અધિકારીના પ્રતિ અક્ષર ઉપાસના અતિ કઠિન છે. તેથી તેની નિંદા પૂર્વક અતિ સુલભ સગુણ ઉપાસનાની વિશેષતા કથનકરીને અશક્તિની તારતમ્યતાથી (અધિક ન્યૂનતાથી) બીજાં પણ સાધનોને ભગવાન્ વાસુદેવ કથન કરે છે. એ કહેવામાં શ્રી ભગવાનનો આન્તર અભિપ્રાય એ છે કે અધિકારીપણાને પામી સર્વ પ્રતિબંધ રહિત થયો છતો ક્રમભૂત અક્ષર વિદ્યાને પ્રાપ્ત થાય. તેમાં પ્રમાણ આપે છે:

**निर्विशेषं पर ब्रह्म साक्षात्कर्तुमनीश्वराः ।**
**ये मन्दास्तेऽनुकम्प्यन्ते सविशेषनिरूपणैः ॥**

**वशीकृतेन मनसा सगुणब्रह्मशीलनात् ।**
**तदेवाविर्भवेत्साक्षादपेतोपाधिकल्पनम् ॥**

અર્થ:-નિર્ગુણ બ્રહ્મને અપરોક્ષ કરવાને અસમર્થ એવા જે મંદ અધિકારીઓને સગુણ બ્રહ્મની ઉપાસના વડે અનુકંપા (દયા કરવી) તથા સગુણ બ્રહ્મની ઉપાસનાથી વશ થયું એવું મન, તે વડે સર્વ ઉપાધિના અધિષ્ઠાનરૂપ બ્રહ્મસ્વરૂપનો આપોઆપ સાક્ષાત્ આવિર્ભાવ થાય છે. ઇતિ. તેમાં પતંજલિ ભગવાનનું

સૂત્ર (समाधिसिद्धिरीश्वरप्रणिधानात्) અર્થઃ—ઈશ્વર પ્રણિધાન (સગુણ બ્રહ્મ ઉપાસના)થી અક્ષર બ્રહ્મરૂપ સમાધિનો લાભ થાય છે. ઇત્યાદિ પ્રમાણોથી એ સિદ્ધ થાય છે કે શ્રી ભગવાને અક્ષર ઉપાસનાની નિંદા (નિકૃષ્ટતા) કરી છે તે માત્ર સગુણ ઉપાસનાની સ્તુતિ માટે, નહિ કે અક્ષર બ્રહ્મ નિર્ગુણના ત્યાગ કરાવવા માટે. છેલ્લે તો નિર્ગુણ બ્રહ્મ જ પ્રાપ્ય—ગ્રાહ્ય છે. હવે અદ્વેષ્ટાદિક સાધનોનું કથન સાત શ્લોકો વડે શ્રી ભગવાન્ કહે છે.

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥**

### पदच्छेदः

अद्वेष्टा सर्वभूतानाम् मैत्रः करुणः एव च निर्ममः निरहंकारः समदुःखसुखः क्षमी इति ॥

### व्युत्पत्तिसमासाः

द्वेष्टि इति द्वेष्टा न द्वेष्टा अद्वेष्टा, सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि तेषां सर्वभूतानाम्, मित्रवत् वर्तते इति मैत्रः, निर्गतः ममभावः यस्मात् सः निर्ममः, निर्गतः अहंकारो यस्मात् सः निरहंकारः, दुःखं च सुखं च दुःखसुखे समे दुःखसुखे यस्य सः समदुःखसुखः, क्षमा अस्ति अस्य इति क्षमी इति ॥

### अन्वयः

सर्वभूतानाम् अद्वेष्टा मैत्रः च एव करुणः निर्ममः निरहंकारः समदुःखसुखः क्षमी ॥

### અન્વયાર્થ

સર્વ પ્રાણીમાં દ્વેષ નહિ કરનાર, સર્વની સાથે મિત્ર-

ની સમાન વર્તનાર તેમજ દયાળુ. મમત્વ રહિત, અ-
હંકાર વિનાનો, દુઃખ અને સુખ જેને તુલ્ય છે એવો અને
ક્ષમાવાન.

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥१४॥

**पदच्छेदः**

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः मयि अर्पितमनोबुद्धिः यः मद्भक्तः सः मे प्रियः ॥

**व्युत्पत्तिससासाः**

सम्यक् तुष्टः संतुष्टः, योगः अस्ति अस्य इति योगी, यतः आत्मा यस्य सः यतात्मा, दृढः निश्चयः यस्य सः दृढनिश्चयः, मनश्च बुद्धिश्च मनोबुद्धी अर्पिते मनोबुद्धी येन सः अर्पितमनोबुद्धिः, मम भक्तः इति मद्भक्तः ॥

**अन्वयः**

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः मयि अर्पितमनोबुद्धिः यः मद्भक्तः सः मे प्रियः ॥

**અન્વયાર્થ**

સંતોષી નિરંતર યોગાભ્યાસમાં લાગેલો, નિગ્રહીત ચિત્તવાળો, આત્મતત્ત્વમાં દૃઢ નિશ્ચયવાળો, મારા વિષે અર્પણ કર્યાં છે મન અને બુદ્ધિ જેણે એવો જે મારો ભક્ત તે, મને પ્રિય છે. ઇતિ.

## ટીકા *

સર્વ પ્રાણી માત્રને પોતાના આત્મપણા વડે જોતા છતા પોતાને દુઃખ પ્રાપ્ત થતાં પણ દ્વેષભાવથી રહિત એવો, મૈત્રી-મિત્ર ભાવથી સર્વમાં વર્તનાર અથવા કરુણા (દયા) સ્વભાવવાળો, દુઃખી પ્રાણીમાં દયા કરનાર, સર્વભૂતાભયદાતા, નિર્મમ-પોતાના દેહમાં પણ મમતાનો પરિત્યાગ કરનાર નિરહંકાર-જ્ઞાન, વિદ્યા, સત્કુલ, દ્રવ્ય, ઇત્યાદિમાં અહંકાર રહિત, અર્થાત્ સાંસારિક સર્વ પદાર્થો અનુકૂળ છતાં તેમાં અભિમાન રહિત રાગ અને દ્વેષમાં અપ્રવૃત્તિવાળો તથા જ સમાન છે દુઃખસુખ જેને કેમકે પદાર્થોમાં રાગ દ્વેષ કરવાથી દુઃખ અને સુખની પ્રાપ્તિ થાય છે, માટે તે રાગદ્વેષનો અભાવ હોવાથી દુઃખસુખમાં સમબુદ્ધિ રહે છે. ક્ષમી-કોઈ તાડન કરે, કઠોર વચનો વડે અપમાન કરે છતાં પોતાનામાં ક્ષમાનો ત્યાગ ક્યારે પણ થાય નહિ, શરીર સ્થિતિના કારણમાં લાભ અથવા અલાભ થાય તો અલંબુદ્ધિ તે સંતુષ્ટ (સંતોષી) જાણવો. નિરંતર એકાગ્ર ચિત્તવાળો (યોગ ચિત્તવૃત્તિ નિરોધઃ) એ સૂત્રના અર્થરૂપ યોગને ધારણ કરવાવાળો, યતાત્મા-નિયમમાં રાખેલ છે શરીર ઇન્દ્રિયોનો સંઘાત જેણે અર્થાત્ શાસ્ત્ર વિરુદ્ધ માર્ગના ત્યાગ પૂર્વક મનને નિશ્ચલ રાખનાર, દૃઢનિશ્ચય-શાસ્ત્ર વિરુદ્ધ તર્ક કરનાર પુરુષોના કુતર્કોથી જેનું ચિત્ત ક્યારે પણ ચલાયમાન થાય નહિ, અર્થાત્ અકર્તા, અભોક્તા, સચ્ચિદાનંદ, અદ્વિતીય બ્રહ્મરૂપ હું વાસુદેવના સ્વરૂપનો સદાકાળ છે દૃઢ નિશ્ચય જેને, મારા વાસુદેવના શુદ્ધ એવા નિર્ગુણ, સગુણ સ્વરૂપમાં અર્પણ કર્યા છે મન, બુદ્ધિ રૂપ અંતઃકરણ જેણે, એવાં

* ૧૩ અને ૧૪ મા શ્લોકની ટીકા એક જ છે.

અદ્વેષ્ટાદિ દૈવી સંપદ લક્ષણવાળો જે મારો ભક્ત છે તે ભક્ત મને સદાપ્રિય છે. અર્થાત મારા સગુણ નિર્ગુણ બંને સ્વરૂપમાં અભેદરૂપ પ્રાપ્ત થાય છે. (૧૩-૧૪)

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥**

### पदच्छेदः

यस्मात् न उद्विजते लोकः लोकात् न उद्विजते च यः हर्षामर्ष-भयोद्वेगैः मुक्तः यः सः च मे प्रियः ॥

### व्युत्पत्तिसमासाः

हर्षश्च अमर्षश्च भयं च उद्वेगश्च इति हर्षामर्षभयोद्वेगाः तैः हर्षामर्षभयोद्वेगैः ॥

### अन्वयाः

यस्मात् लोकः न उद्विजते च यः लोकात् न उद्विजते च हर्षामर्षभयोद्वेगैः मुक्तः यः सः मे प्रियः ॥

### અન્વયાર્થ

જેનાથી લોક ઉદ્વેગ પામતા નથી, તેમ જે લોકથી ઉદ્વેગ પામતો નથી તથા હર્ષ, અદેખાઈ, ભય, ચિંતા એ સર્વથી મુક્ત હોય તે ભક્ત મને પ્રિય છે.

### ટીકા

જે સર્વભૂત અભયદાની ભક્તથી કોઈપણ પ્રાણી સંતાપને પામે નહિ તથા કોઈ પ્રાણીથી અથવા ખલ પુરુષથી પોતે સંતાપને પામે નહિ, કેમકે કોઈને ઉદ્વેગ પમાડવું નહિ એવું વ્રત ધારણ કરેલ છે; તેણે સર્વમાં અદ્વૈત દર્શન છે તથા પોતાથી કોઈ

સંતાપને પામે નહિ, અને કોઈ પ્રાણીથી સ્વયં વ્યથાને પામે નહિ. પરમ કારુણિક અને ક્ષમાશીલ છે માટે વળી હર્ષ-પોતાને પ્રિય વસ્તુના લાભ વડે રોમાંચ થવા અથવા અશ્રુપાતાદિના હેતુ રૂપ આનંદનો પ્રાદુર્ભાવ થવો, અમર્ષ-પરની ઉત્કર્ષતાનું સહન ન થવું, ભય—વ્યાઘ્ર, ચૌરાદિ વડે ત્રાસ થવો, ઉદ્વેગ—હું એકાએક નિર્જન સ્થળમાં સર્વથી રહિત કેમ જીવી શકીશ એવી વ્યાકુળતા, ઇત્યાદિ ચાર દોષોથી મુક્ત (રહિત) એવો મારો ભક્ત મને અત્યંત પ્રિય છે. અર્થાત્ ઉપર કહેલાં સર્વ લક્ષણો ભક્તજનના અંતઃકરણમાં જ ઉદ્ભવે છે તેથી મને અતિપ્રિય છે. (૧૫)

**अनपेक्षः शुचिर्दक्षः उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥**

### पदच्छेदः

अनपेक्षः शुचिः दक्षः उदासीनः गतव्यथः सर्वारम्भपरित्यागी यः मद्भक्तः सः मे प्रियः ॥

### व्युत्पत्तिसमासाः

न विद्यते अपेक्षा यस्य सः अनपेक्षः, शुच्यति असौ शुचिः, दक्षते असौ दक्षः, उत् ऊर्ध्वं तटस्थतया आसीनः उदासीनः, गता व्यथा यस्मात् सः गतव्यथः, परि सर्वतः त्यागः इति परित्यागः, आरभ्यन्ते ते आरंभाः सर्वे च ते आरंभाश्च सर्वारंभाः तेषां परित्यागः अस्ति अस्य इति सर्वारंभपरित्यागी, मम भक्तः इति मद्भक्तः ॥

### अन्वयः

यः अनपेक्षः शुचिः दक्षः उदासीनः गतव्यथः सर्वारंभपरित्यागी मद्भक्तः सः मे प्रियः ॥

## અન્વયાર્થ

જે પુરુષ અપેક્ષા (સ્પૃહા)થી રહિત બાહ્યને આભ્યંતર શૌચ યુક્ત ચતુર, પક્ષપાત રહિત-તટસ્થ, શારીરિક અને ચિત્તની પીડાથી રહિત, સર્વકર્મોના આરંભનો પરિત્યાગી —મારો ભક્ત મને પ્રિય છે ઇતિ.

## ટીકા

સર્વેભોગોના સાધનોમાં દૈવઇચ્છાથી પ્રાપ્ત થએલામા નિઃસ્પૃહ છતાં; શૌચ બાહ્ય, આભ્યંતર એમ બે પ્રકારના છે. જલમૃત્તિકા આદિથી મલ નિવૃત્ત કરવું ને દેહ વસ્ત્રોને શુદ્ધ રાખવાં તે બાહ્ય શૌચ. શુભ સાધના તથા સત્સંગ ઉપાસના વગેરેથી આન્તરમલ (પાપ)ની નિવૃત્તિ થવી તે આંતર શૌચ જાણવું. એ બે પ્રકારના શૌચથી યુક્ત-દક્ષ-જાણવા યોગ્ય અથવા કરવા યોગ્ય કાર્યોમાં જલદી જાણવાનું તથા કરવાનું સામર્થ્ય, એવી દક્ષતાથી યુક્ત કોઇપણ મિત્ર શત્રુના પક્ષને નહિ ધારણ કરનાર, નિષ્પક્ષપાતી તે ઉદાસીન કહેવાય તથા ઉદાસીન ગુણ સંપન્ન પર પુરુષોને અપમાન, તાડન વગેરે વ્યથાનાં કારણો પ્રાપ્ત થાય તો પણ મનથી તેને કાંઇપણ પીડા થાય નહિ તે ગતવ્યથઃ. આ લોકનાં સુખનાં સાધનો રૂપ કર્મ અથવા પરલોકનાં સુખનાં સાધન રૂપ કર્મ, એવાં સર્વ કર્મોના આરંભમાં નિષ્કામપણું, અર્થાત્ ઇશ્વર પ્રીત્યર્થે સર્વ કર્મો કરતો છતો અંતર્ બહિર્‌થી ત્યાગી એવા પ્રકારનાં શુભ લક્ષણોથી યુક્ત મારો ભક્ત મને અતિપ્રિય છે. અર્થાત્ આવાં સાધન સંપન્ન પુરુષ મારા સગુણ સ્વરૂપને પામે તેમાં શું કહેવું ? પણ કઠિન જે નિર્ગુણ બ્રહ્મ તેની પણ પ્રાપ્તિ શીઘ્ર થાય છે. (૧૬)

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति।
शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रियः ॥१७॥

## पदच्छेदः

यः न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति शुभाशुभपरित्यागी भक्तिमान् यः सः मे प्रियः ॥

## व्युत्पत्तिसमासाः

शुभं च अशुभं च शुभाशुभे, परितः त्यागः परित्यागः सः अस्ति अस्य इति परित्यागी, शुभाशुभयोः परित्यागी इति शुभाशुभपरित्यागी भक्तिः अस्ति अस्य इति भक्तिमान् ॥

## अन्वयः

यः न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति शुभाशुभपरित्यागी भक्तिमान् यः सः मे प्रियः इति ॥

## અન્વયાર્થ

જે પુરુષ હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોચ કરતો નથી, ઇચ્છા કરતો નથી, શુભ અને અશુભનો પરિત્યાગ કરનાર અને ભક્તિવાળો હોય તે ભક્ત મને પ્રિય છે.

## ટીકા

જે નિષ્કામ પુરુષ ઇચ્છિત પદાર્થોના લાભથી હરખાતો નથી, અને પ્રતિકૂલ પદાર્થોની પ્રાપ્તિથી તેના સાથે દ્વેષ કરતો નથી, ઇષ્ટ વસ્તુનો વિયોગ થવાથી શોક કરતો નથી, અનિષ્ટ વસ્તુનો ત્યાગ થાય તો ઠીક, એવી ઇચ્છા કરતો નથી; શુભ-કલ્યાણ અથવા પુણ્ય; અશુભ-અકલ્યાણ અથવા પાપ એ

બંને પ્રકારનો ત્યાગ કરવાનો છે સ્વભાવ જેનો એવો શુભ દૈવી સંપદ્ લક્ષણો યુક્ત મારો ભક્ત મને પ્રિય છે; અર્થાત નિષ્કામ ચિત્તવાળા ભક્તોમાં સ્વાભાવિક જ ઉપર કહેલાં લક્ષણો ઉદ્‌ભવે છે, ત્યારે જ મોક્ષરૂપ પરમપદનો અધિકારી થાય છે. માટે જ શ્રી ભગવાન આવાં લક્ષણવાળા ભક્તોને 'પ્રિય' એ શબ્દનો પ્રયોગ સર્વ શ્લોકના અંતમાં વારંવાર કરે છે, અર્થાત પ્રિયતાનો અવધિ નથી એવું સૂચન કરે છે. (૧૭)

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८॥**

### पदच्छेदः

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥

### व्युत्पत्तिसमासाः

शातयति इति शत्रुः तस्मिन् शत्रौ, मानश्च अपमानश्च मानापमानौ तयोः मानापमानयोः, शीतं च उष्णं च सुखं च दुःखं च शीतोष्ण-सुखदुःखानि तेषु शीतोष्णसुखदुःखेषु, संगः विशेषेण वर्जितः येन सः संगविवर्जितः ॥

### अन्वयः

शत्रौ च मित्रे च तथा मानापमानयोः समः शीतोष्णसुखदुःखेषु समः च संगविवर्जितः ॥

### અન્વયાર્થ

શત્રુમાં તેમ મિત્રમાં, તેમ માન અને અપમાનમાં તુલ્ય, ટાઢું, ઊનું, સુખ, દુઃખમાં તુલ્ય બુદ્ધિવાળો અને કોઈપણ પદાર્થોમાં આસક્તિ નહિ રાખનાર, ઇતિ.

## ટીકા

પોતાને પ્રતિકૂલ જે શત્રુ અને પોતાને અનુકૂળ જે મિત્ર તે બેમાં જે સમભાવ રાખનાર અર્થાત્ શત્રુને દેખીને દ્વેષબુદ્ધિ થાય નહિ અને મિત્રને દેખીને રાગ (પ્રેમ) થાય નહિ, પોતાને કોઇ શિષ્યવર્ગ ચંદન-પુષ્પ વગેરે અર્ચન સામગ્રીથી શાસ્ત્રવિધિ-પૂર્વક પૂજન કરીને સ્તુતિ નમસ્કારાદિરૂપ માન કરે અથવા ખલ પુરુષો-અભક્તજનો વિષ્ટા, મૂત્ર વગેરે અશુચિ વસ્તુઓથી અથવા મલિન વાણીથી અપમાન કરે છતાં માન અને અપમાન બન્નેમાં તુલ્યબુદ્ધિ રાખીને ક્રોધાદિની પ્રાપ્તિ થાય નહિ, ટાઢના સમયમાં ટાઢથી કાયર થાય નહિ. અને ઉષ્ણ (તાપ) સમયમાં ગરમીથી કાયર થાય નહિ, અને તેનાથી ઉત્પન્ન થતાં સુખ અને દુઃખ-માં સમબુદ્ધિ ગણનાર, અર્થાત્ પ્રારબ્ધ ભોગ જેવા પ્રાપ્ત થાય તેવા અવશ્ય ભોગવી લેવા તેથી તિતીક્ષા નામનું સાધન બરાબર સિદ્ધ કરીને સમપણું રાખનાર, પોતાના આત્મ સાધનમાં અંતરાય પાડે તેવા સંગથી રહિત થવું, અર્થાત્ (संगी हि बाध्यते लोके) એ શાસ્ત્રવાક્યને યાદ રાખીને સંગ ત્યાગ કરવો; શ્રેષ્ઠ ગુણો અથવા કનિષ્ઠ ગુણો સંગથી પ્રાપ્ત થાય છે માટે (संगः सर्वात्मना त्याज्यः) સંગ સર્વ પ્રકારે ત્યાજ્ય છે. મુમુક્ષુ પુરુષોએ ઉપર કહેલાં સર્વલક્ષણો ઉપયોગમાં લેવાં. એવો મારો ભક્ત વળીઃ–

तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः॥१९॥

## पदच्छेदः

तुल्यनिन्दास्तुतिः मौनी संतुष्टः येन केनचित् अनिकेतः स्थिरमतिः भक्तिमान् मे प्रियः नरः॥

## व्युत्पत्तिसमासाः

निन्दा च स्तुतिश्च निन्दास्तुती तुल्ये निन्दास्तुती यस्य सः तुल्यनिन्दास्तुतिः, मुनेः भावः कर्म वा मौनं तत् अस्ति अस्य इति मौनी, न विद्यते निकेतः यस्य सः अनिकेतः, स्थिरा मतिः यस्य सः स्थिरमतिः ॥

## अन्वयः

तुल्यनिन्दास्तुतिः मौनी येन केनचित् संतुष्टः अनिकेतः स्थिरमतिः भक्तिमान् नरः मे प्रियः ॥

## અન્વયાર્થ

પોતાની નિન્દા સ્તુતિ જેને તુલ્ય છે, વાણીને નિયમમાં રાખનાર, જે કાંઈ દૈવેચ્છાથી પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખનાર, આશ્રય (ઘર)નો સંબંધ ન રાખનાર, સ્થિર બુદ્ધિવાળો અને ભક્તિવાળો નર-મનુષ્ય મને પ્રિય છે.

## ટીકા

પોતાના દોષ કથન થાય તે નિન્દા, અને ગુણ કથન થાય તે સ્તુતિ એ બંને જેને તુલ્ય છે, અર્થાત્ નિન્દા વા સ્તુતિ તે દેહને છે; પોતાના આત્મતત્ત્વમાં તેનો લેશમાત્ર સંબંધ નથી. માટે જ્ઞાની ભક્તજનોનો દૃઢ નિશ્ચય દૂર થતો નથી. અને પોતાની વાણીમાં પણ મૌનપણું, વૃથા વચનો અથવા વાણીના મળરૂપ વચનો નિરર્થક ક્યારે પણ બોલે નહિ, પોતાના પ્રયત્ન વિના બળવાન એવાં પ્રારબ્ધ કર્મ વડે પ્રાપ્ત થએલા શરીરસ્થિતિના કારણરૂપ, આહારાદિ પદાર્થોમાં સંતોષ માનવાવાળો, નિયમપૂર્વક વાસ કરવાથી તેમાં મમત્વ બંધાય અને તેનાથી મહાન સંસારની પ્રવૃત્તિમાં પડવાથી પૂર્વે સિદ્ધ કરેલાં સાધનોમાં શિથિલતા પ્રાપ્ત

થાય માટે અનિકેતપણું કહ્યું છે. સ્થિરબુદ્ધિ પરમાત્મ સ્વરૂપમાં અડગવૃત્તિ રાખનાર કોઈથી પણ પોતાની બુદ્ધિવૃત્તિ ચલિત થાય નહિ, આવાં લક્ષણવાળો ભક્તજન મને પ્રિય છે. (પૂર્વોક્ત પાંચ શ્લોકોમાં ભક્ત અને પ્રિય એ બે વિશેષણો શ્રી ભગવાને વારંવાર કહ્યાં છે. તે ભક્તિને પ્રાપ્ત કરીને મોક્ષની પ્રાપ્તિ થાય છે. (मोक्षकारण सामग्र्यां भक्तिरेव गरीयसी) એ ભાષ્યકારના વાક્યથી પણ ભક્તિની પ્રાધાન્યતા દેખાડી છે. ભક્તિની દૃઢતા કરવા માટે તે વિશેષણો વારંવાર કહ્યાં છે માટે પુનરુક્તિ દોષ છે નહિ) (૧૯)

એ પ્રકારે ૭ શ્લોકો વડે અદ્વેષ્ટા ઇત્યાદિ લક્ષણો સગુણ અથવા નિર્ગુણ ઉપાસક મુમુક્ષુને સ્વભાવસિદ્ધ પ્રાપ્ત થાય છે; શીખવાથી કે દેખાદેખીથી મળતા નથી. વાર્તિકકાર કહે છે (उत्पन्नात्मावबोधस्य ह्यद्वेष्टृत्वादयोगुणाः अयत्नतो भवन्त्येव नतु साधन-रूपिणः॥) અર્થ-ઉત્પન્ન થયો છે આત્માનો અવબોધ (જ્ઞાન) જેને એવા પુરુષને અદ્વેષ્ટાદિક ગુણો પ્રયત્ન કર્યા વિના સ્વાભાવિક પ્રાપ્ત થાય છે. તેને સાધનરૂપ (અભ્યાસ) કરવાથી મળતા નથી. એજ અર્થ પાછળ સ્થિતપ્રજ્ઞના રૂપથી કથન કરેલ છે. એ પ્રકારે એ સર્વ ધર્મો પ્રયત્ન વડે મુમુક્ષુએ સંપાદન કરવા જેથી મોક્ષના સાધનરૂપ બને એ વાત પ્રતિપાદન કરતાં શ્રી ભગવાન્ ઉપ-સંહાર કરે છે.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

**पदच्छेदः**

ये तु धर्म्यामृतम् इदम् यथोक्तम् पर्युपासते श्रद्दधानाः मत्परमाः भक्ताः ते अतीव मे प्रियाः॥

## व्युत्पत्तिसमासाः

धर्मात् अनपेतं धर्म्यं धर्म्यं च तत् अमृतं च धर्म्यामृतम्, श्रद्दधन्ति इति श्रद्दधानाः, अहमेव परमः निरतिशया गतिः येषां ते मत्परमाः इति ॥

## अन्वयः

तु ये श्रद्दधानाः मत्परमाः भक्ताः इदम् धर्म्यामृतम् यथोक्तम् पर्युपासते ते भक्ताः मे अतीव प्रियाः ॥

## અન્વયાર્થ

**વળી જે ભક્તો શ્રદ્ધાવાળા, મારા પરાયણ રહેલા ભક્તો, આ ઉપર કહેવામાં આવેલ ધર્મરૂપી અમૃતને જેમ કહ્યું તેવી રીતે ઉપાસે (આચરણમાં ઉતારે) તે ભક્તો મને ઘણું જ પ્રિય છે.**

## ટીકા

જે મુમુક્ષુઓ ઉપર કહેલા અદ્વેષ્ટાદિ ધર્મરૂપ જે સાધનો મોક્ષરૂપ અમૃતને પ્રાપ્ત કરાવનારાં છે માટે તે સાધનોની અમૃત સંજ્ઞા શ્રી ભગવાને રાખેલ છે.) તે સાધનોની શ્રદ્ધાપૂર્વક ઉપાસના કરે, મારે પરાયણ અર્થાત્ હું ભગવાન્ વાસુદેવ સર્વ વિશેષ ભાવથી રહિત પરમાનંદરૂપ અક્ષરને પ્રાપ્ત થવા વાળા મારા ભક્તો મારા ભજન પરાયણ થઈ ને મારી અનન્ય ઉપાસના કરે છે તેવા ભક્તો મને અત્યંત પ્રિય છે. આ પ્રકારે ધર્મામૃતરૂપ સાધનો શ્રદ્ધા વડે અનુષ્ઠાન કરી ભગવાન્ વિષ્ણુ પરમેશ્વરને અત્યંત પ્રિય થઈ મુમુક્ષુ પુરુષો એ સબલ બ્રહ્મના ધ્યાન (ઉપાસના)ના પરિપાકથી નિરૂપાધિક બ્રહ્મનું અનુસંધાન કરીને બ્રહ્માત્મરૂપ અભેદ મોક્ષને પામે; એ આ અધ્યાયના ઉપસંહાર-

ગમાં કર્યું. ઉપાસના પ્રધાન છે જેમાં એવું મધ્યમ ષટ્ક, તત્પદના અર્થરૂપ વિવેક કથન કરીને સમાપ્ત કર્યું.

समाप्तोऽयं उपासनाकांडः

इति श्रीमद्भगवद्गीतायां सरलार्थगुर्जरभाषायां स्वामीरेवानन्द
विरचितायां भक्तियोगो नाम द्वादशोऽध्यायः ॥



## पंचदशोऽध्यायः श्री पुरुषोत्तमयोगः।

ત્રીજા ષટ્કમાં તત્પદના લક્ષ્યરૂપ ब्रह्मचैतन्य અને ત્વંપદના લક્ષ્યરૂપ કૂટસ્થ (શુદ્ધ ચૈતન્ય) એ બંનેની અભેદ અર્થરૂપ અસિપદ વડે એકતા બોધક કરશે. તેરમા અધ્યાયમાં સર્વ વ્યાપક અને સર્વજ્ઞાદિ ધર્મોવાળું પરમાત્માનું ક્ષેત્રજ્ઞ એ નામથી માયા-વિશિષ્ટપણું જણાવ્યું. ત્યાર પછી (अनादित्वान्निर्गुणत्वात्) એ ૩૧ મા શ્લોકથી તે ૩૪ મા શ્લોક સુધી પરબ્રહ્મનું શુદ્ધ માયાથી પર એવું સચ્ચિદાનંદ સ્વરૂપ બતાવ્યું. ત્યાર પછી ચૌદમા અધ્યાયમાં એ કહ્યું કે (भूत प्रकृति मोक्षं च ये विदुर्यान्ति ते परम्) ભૂત પ્રકૃતિ શબ્દથી ત્રણ ગુણોનું ગ્રહણ જાણવું. ગુણોથી મોક્ષ કેમ થાય, ગુણોનું સ્વરૂપ શું છે અને ગુણોથી મુક્ત થએલાઓનાં શાં લક્ષણો છે. તે સર્વ વિસ્તારવડે ચૌદમા અધ્યાયમાં વર્ણન કર્યું. હવે પંદરમામાં એ કહ્યું કે (ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च। शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च) એ સૂત્રરૂપ શ્લોકના વિવરણરૂપ આ પંદરમો અધ્યાય છે. ભગવાન્ શ્રી કૃષ્ણનું તત્ત્વ જાણીને તેનાથી પ્રેમ ઉત્પન્ન થઇને તે પુરુષ ગુણાતીત થયો છતો બ્રહ્મભાવને પામે. તે બ્રહ્મસ્વરૂપ કહેવાને પ્રથમ શ્રી ભગવાન્ એ કહે છે કે પ્રકૃતિ પુરુષના સંયોગથી કાર્ય થવું ઇશ્વરાધીન છે; એ જણાવવા સારૂ પ્રથમ સંસારને વૃક્ષની ઉપમાથી વર્ણન કરે છે; અને વૈરાગ્યવાનને સંસારમાંથી ભગવત્તત્ત્વજ્ઞાનમાં અધિકાર છે અન્યને નહિ, તેથી વૈરાગ્યને જણાવવા સંસારવૃક્ષનું અનિત્ય સ્વરૂપ છે તે કહે છે.

## श्री भगवानुवाच—શ્રી ભગવાન કહે છે

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम्।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित्॥१॥

### पदच्छेद.

ऊर्ध्वमूलम् अधःशाखम् अश्वत्थम् प्राहुः अव्ययम् छन्दांसि यस्य पर्णानि यः तं वेद सः वेदवित् ॥

### व्युत्पत्तिसमासाः

ऊर्ध्वं मूलं यस्य सः ऊर्ध्वमूलः तं ऊर्ध्वमूलम्, अधः शाखा यस्य सः अधःशाखः तं अधःशाखम्, श्वः तिष्ठति इति श्वत्थः न श्वत्थः अश्वत्थः तं अश्वत्थम्, प्रकर्षेण आहुः इति प्राहुः, वेदान वेत्ति इति वेदवित् इति ॥

### अन्वयः

ऊर्ध्वमूलम् अधःशाखम् छन्दांसि यस्य पर्णानि अश्वत्थम् अव्ययम् प्राहुः तम् वेद सः वेदवित् ॥

### અન્વયાર્થ

ઊંચું છે મૂળ જેનું, નીચે છે શાખા જેની, વેદો છે પાંદડાં જેનાં એવા અશ્વત્થ (વૃક્ષ) પ્રવાહરૂપે અવિનાશી એ પ્રકારનો તત્ત્વજ્ઞાનીઓ કહે છે જે તે સંસારવૃક્ષને જાણે છે તે વેદને જાણનાર છે. ઇતિ.

### ટીકા

ઊર્ધ્વ એટલે સર્વથી ઉત્કૃષ્ટ (શ્રેષ્ઠ), સર્વ સંસારભ્રમના અધિષ્ઠાન અને માયા છે ઉપાધિ જેની એવા સબલ બ્રહ્મ

(માયાવિશિષ્ટ) તે આ જગતના મૂળ કારણરૂપ છે માટે મૂલ-સ્થાની, (आनंदाद्येव खल्विमानि भूतानि श्रुति) એ શ્રુતિ પ્રસિદ્ધ માનુષાનંદથી આરંભી ઉત્તરોત્તર શતગુણવૃદ્ધિ પામેલ આનંદરૂપ સોપાન (સીડી) પંક્તિની પેઠે સૌથી ઉપર સ્થિત પરમાનંદ અદ્વય વસ્તુ જે પરબ્રહ્મ સ્વરૂપ તેજ આ સર્વ જગતવૃક્ષનું મૂળ (કારણ) છે. अधःशाखः ઉપરથી નીચે નીચે ઉતરતી સોપાન (સીડી)ની પેઠે શાખારૂપ અવ્યક્ત (પ્રકૃતિ) મહત્તત્ત્વ, અહંકાર, પંચતન્માત્રા, ષોડશ વિકાર, હિરણ્યગર્ભ વિરાટ, પ્રજાપતિ, સુર, ગંધર્વ, અસુર, નર, તિર્યક્ (પશુ), સ્થાવર ઇત્યાદિ વિસ્તારવાળો. અધઃશાખાવાળું એવું, અને અશ્વત્થ શ્વઃ આવતા દિવસે સ્થિર રહેવાને યોગ્ય નથી. આરૂપ જેનું મિથ્યા છે માટે અશ્વત્થ સંસારવૃક્ષઃ વળી અવ્યય એટલે મંદ અજ્ઞાની જીવો અનાદિ, અનંત કોઈ દિવસ જેની ઉત્પત્તિ વિનાશ થતા નથી એમ માને છે માટે અવ્યય છે. (ऊर्ध्वमूलोऽवाक् शाख एषोऽश्वत्थः सनातनः) ઇત્યાદિ શ્રુતિ સંસારવૃક્ષનું વર્ણન કરે છે. છંદો-વેદો તેનાં પાંદડાં અર્થાત વેદોમાં કથન કરેલાં યજ્ઞાદિકર્મો તે પાંદડાંની પેઠે ઘણા સમૂહવાળા અને સંસારવૃક્ષને શોભાવનારા કારણકે વૃક્ષમાત્ર તેનાં પત્રોથી શોભા પામે છે, તેમજ સંસારવૃક્ષ પણ યજ્ઞાદિ કર્મો વડે કર્મકાંડનું પ્રતિપાદન કરનાર છે. વળી પાંદડાંઓથી વૃક્ષનું રક્ષણ બરાબર થઈને વૃક્ષ વૃદ્ધિ પામે છે, તેમજ સંસારવૃક્ષ પણ કર્મકાંડ વડે રક્ષિત થઈને તેની વૃદ્ધિ થઈ ધર્માધર્મરૂપ ફલોનો પ્રકાશ તેનાથી થાય છે. આ પ્રકારના સંસારવૃક્ષના સ્વરૂપને સંપૂર્ણ રીતે મિથ્યા જાણે છે, તે પુરુષ વેદના યથાર્થ રહસ્યને જાણનારો વેદવિત્ કહેવાય. (આ પ્રકારે સંસારને વૃક્ષનું રૂપક તેના મિથ્યાપણાને સિદ્ધ કરવા માટે શ્રી ભગવાને કહ્યું છે.) (૧)

આ પ્રકારના સંસારવૃક્ષના અવયવ સંબંધી બીજી કલ્પના કથન કરે છે:—

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः।**
**अधश्च मूलान्यनुसंततानि कर्मानुबन्धीनि मनुष्यलोके॥२॥**

### पदच्छेदः

अधः च ऊर्ध्वम् प्रसृताः तस्य शाखाः गुणप्रवृद्धाः विषयप्रवालाः अधः च मूलानि अनुसंततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥

### व्युत्पत्तिसमासाः

प्रकर्षेण सृताः इति प्रसृताः, गुणैः प्रवृद्धाः गुणप्रवृद्धाः, विषयाः एव प्रवालाः यासां ताः विषयप्रवालाः, अनु पश्चात् सम्यक् संततानि इति अनुसंततानि, कर्म एव अनुबन्धः अस्ति येषां तानि कर्मानुबन्धीनि, मनुष्याणां लोकः इति मनुष्यलोकः तस्मिन् मनुष्यलोके इति ॥

### अन्वयः

तस्य गुणप्रवृद्धाः विषयप्रवालाः शाखाः अधः च ऊर्ध्वं प्रसृताः च कर्मानुबन्धीनि मूलानि अधः मनुष्यलोके अनुसन्ततानि ॥

### અન્વયાર્થ

તે સંસારવૃક્ષની ગુણો વડે વૃદ્ધિ પામેલી સ્થૂલ શાખાઓ વિષયો (શબ્દસ્પર્શાદિ)ના અંકુરોવાળી એવી શાખાઓ નીચે પ્રસરેલી અને ઊંચે ફેલાએલી તેમજ કર્મને ઉત્પન્ન કરી રહેલાં તેનાં મૂળો મનુષ્યલોકમાં કર્માનુસાર ફેલાએલાં છે.

## ટીકા

અધઃ—નીચેની શાખાઓ મનુષ્યોથી તિર્યક્ (પશુપક્ષી)થી તે સ્થાવર પર્યંત અને ઊર્ધ્વ-ઉપરની શાખાઓ મનુષ્યોથી ઉપર ગંધર્વ યક્ષાદિ હિરણ્યગર્ભ પર્યન્ત પ્રસરાએલી છે. અર્થાત્ વૃક્ષને કેટલીક શાખાઓ નીચે પ્રસરે છે અને કેટલીક શાખાઓ ઉપર જાય છે, તેમ આ સંસારવૃક્ષમાં પણ ઉપર કહ્યા પ્રમાણે નીચે ઉપર શાખાઓ ફેલાઈ છે. તે શાખાઓ સત્ત્વ, રજસ્, તમસ્ એ ત્રણ ગુણો વડે બહુ જ વૃદ્ધિને પામે છે. અર્થાત્ જેમ જલસિંચનથી વૃક્ષવૃદ્ધિ પામે છે તેમ ત્રણ ગુણનાં પરિણામ એવાં દેહ, ઇન્દ્રિયો, વિષયો વગેરેના જલસિંચનથી આ સંસારવૃક્ષ સ્થૂળતાને પ્રાપ્ત થાય છે. તેથી જ શબ્દાદિ વિષયો રાગ પ્રેમ ઉત્પન્ન કરનાર છે માટે જ લાલરંગવાળાં કોમળ પલ્લવરૂપ પ્રવાલના રંગ સમાન તે પ્રવાલ છે. સંસારવૃક્ષનું ઉપરનું મૂળ બ્રહ્મ છે એ તો આગળ કહ્યું છે. અધઃનીચેનાં મૂળિયાં મનુષ્યલોકને વિષે વાસનારૂપ તેનાં પણ અવાન્તર (સૂક્ષ્મ) મૂળ બહુ વિસ્તાર પામેલાં પ્રવાહરૂપે નિત્ય છે છતાં અનિત્ય જ જાણવાં. કેવાં છે તે વાસનારૂપ મૂળો? कर्मानुबन्धीनि. કર્મ-ધર્માધર્મ એ જ છે પછીથી ઉત્પન્ન થવા યોગ્ય કારણ જેમાં, કેમકે વાસનાથી કર્મો બંધાય અને કર્મોથી વાસના બંધાય એમ તેનો ઉચ્છેદ કદિ થાય નહિ. વળી પરસ્પર એક બીજામાં જન્ય જનક ભાવ છે માટે તેના વંશનો ઉચ્છેદ થાય નહિ. મનુષ્યલોકને જ કર્મનો અધિકાર છે એટલા માટે મનુષ્યલોકનું ગ્રહણ છે. (૨)

શંકા:—કાલે પણ સ્થિતિ કરવાને યોગ્ય નથી. વળી અવ્યય કહ્યું. આ પ્રકારનાં વચનોમાં વિરોધ જણાય છે. પ્રવાહરૂપ, અનાદિ ઇત્યાદિ વચનોથી વાસનાઓનો તથા કર્મોનો નાશ કદિ

પણ થાય નહિ, ઉલટું બીજાંકુરન્યાય વડે પરસ્પર ઉત્પન્ન થાય એટલે ક્યારે પણ તે સંસારવૃક્ષ નાશ થાય નહિ. આ પ્રકારની શંકા પ્રાપ્ત થઈ ત્યારે તેનું સમાધાન–સત્ અસતથી વિલક્ષણ (અનિર્વચનીય) આ સંસારરૂપ વૃક્ષ છે–તે શ્રવણ કર.

**न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा।**
**अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा॥३॥**

### पदच्छेदः

न रूपम् अस्य इह तथा उपलभ्यते न अन्तः न च आदिः न च संप्रतिष्ठा अश्वत्थम् एनम् सुविरूढमूलम् असंगशस्त्रेण दृढेन छित्त्वा ॥

### व्युत्पत्तिसमासाः

रूप्यते अनेन इति रूपम्, उप (समीपे) लभ्यते इति उपलभ्यते, सम्यक् प्रतिष्ठा संप्रतिष्ठा, सुष्ठु विशेषेण रूढानि मूलानि यस्य सः सुविरूढमूलः तं, सुविरूढमूलम्, न संगः असंगः असंगः एव शस्त्रं असंगशस्त्रं तेन असंगशस्त्रेण इति॥

### अन्वयः

अस्य इह रूपम् तथा न उपलभ्यते अन्तः न च आदिः न च संप्रतिष्ठा एनम् सुविरूढमूलम् अश्वत्थम् दृढेन असंगशस्त्रेण छित्त्वा॥

### અન્વયાર્થ

રૂપ–આકૃતિ વિનાના આ સંસારરૂપી વૃક્ષની આ લોકમાં તેવી રીતે પ્રાપ્તિ થતી નથી. તેની સમાપ્તિ પણ નથી તેમ ઉત્પત્તિ પણ નથી. તથા મધ્યમાં સ્થિતિ પણ નથી. એ અત્યંત સુદૃઢ મૂળવાળા સંસારરૂપ વૃક્ષને દૃઢ એવા અસંગ શસ્ત્ર (વૈરાગ્ય) વડે છેદન કરીને ઇતિ.

## ટીકા

આ સંસારવૃક્ષનું જે વર્ણન કર્યું, તેને આ સંસારમાં રહેલાં પ્રાણીઓ વડે વર્ણન કરવું અશક્ય છે. લૌકિક વૃક્ષોનું રૂપ (આકૃતિ) દેખાય છે, અથવા અમુક આકાર અથવા રંગવાળું હોય છે, તેવું આ સંસારવૃક્ષમાં તે પ્રકારનું રૂપ દેખાતું નથી; કેમકે સ્વપ્ન અથવા મરીચિકાજલ (ઝાંઝવાંનું પાણી) અથવા ગંધર્વનગર પેઠે દેખવું માત્ર પણ વસ્તુતાથી દૃષ્ટનષ્ટ સ્વભાવવાળું; તેથી જ તેનો અંત (નાશ) પણ જણાતો નથી, કે આટલા કાળ પર્યંત છે અને આટલા કાળ પછી નાશને પ્રાપ્ત થશે. તેમ આદિ પણ નથી અર્થાત અમુક કાળથી આરંભીને પ્રવૃત્ત થયેલ છે. તેવીજ રીતે મધ્યમાં (વચમાં) સ્થિતિ પણ જણાતી નથી. આ પ્રકારે સંસારવૃક્ષ સર્વ અનર્થ કરનાર અને છેદન થવાને અશક્ય છે માટે જ અજ્ઞાન વડે અત્યંત દૃઢમૂળવાળા એવા સંસારવૃક્ષને અસંગરૂપ દૃઢ વૈરાગ્ય શસ્ત્ર કરીને અર્થાત પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા વગેરેનો ત્યાગ કરીને પરમાત્માના સ્વરૂપમાં ઉત્સુકતા ધારણ કરવી. વારંવાર વિવેક અભ્યાસ વડે અસંગશસ્ત્રને તીક્ષ્ણ બનાવી તેણે કરીને છેદન કરવું. વૈરાગ્ય, શમ, દમાદિક વડે તે વૃક્ષનો ત્યાગ કરે. સારાંશ એ કે જગતનું ઉપાદાન કારણ મૂળ પ્રકૃતિ અને જગત એ બંને કારણકાર્ય અનિર્વચનીય (સત-અસત) થી વિલક્ષણ છે. રજ્જુમાં સર્પ એ સારી દૃષ્ટિવાળાને સત (સાચો સર્પ) છે તે સિદ્ધ થાય નહિ. તેમ દૃષ્ટિથી સર્પની પેઠે દેખાય છે. માટે અસત પણ નથી. તેથી સત અસતથી વિલક્ષણ અનિર્વચનીય સર્પ છે. તેમજ આ સંસારવૃક્ષ પણ અનિર્વચનીય છે તેથી **नरूपम०** એ શ્લોક યથાર્થ અનિર્વચનીયપણાને સિદ્ધ કરે છે. (૩)

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥

**पदच्छेदः**

ततः पदं तत् परिमार्गितव्यम् यस्मिन् गता. न निवर्तन्ति भूयः तम् एव च आद्यम् पुरुषम् प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी॥

**व्युत्पत्तिसमासाः**

परितः मार्गयितुं योग्यम् इति परिमार्गितव्यम्, निश्चयेन वर्तन्ते इति निवर्तन्ति. आदौ भवः आद्यः तम् आद्यम्, पुरे शेते इति पुरुषः तम् पुरुषम्, प्रकर्षेण पद्ये इति प्रपद्ये. प्रकृष्टा वृत्तिः प्रवृत्तिः, प्रकर्षेण सृता इति प्रसृता, पुरातनी इति पुराणी इति॥

**अन्वयः**

ततः च यतः पुराणी प्रवृत्तिः प्रसृता तम् एव आद्यम् पुरुषम् प्रपद्ये तत् पदम् परिमार्गितव्यम् यस्मिन् गताः भूयः न निवर्तन्ति॥

**અન્વયાર્થ**

ત્યાર પછી પણ જેનાથી પ્રાચીન (જુની) પ્રવૃત્તિ ફેલાએલી છે, તેજ આદિ પરમ પુરુષને શરણે જાઉં છું એ પદને સારી રીતે ખોળવું, કે જેને વિષે ગએલા ફરીને પાછા સંસારમાં આવતા નથી. ઇતિ.

**ટીકા**

કેવળ નિર્વિકલ્પ સમાધિરૂપ અસંગમાત્રથી જ કૃતાર્થતા નથી. ત્યાર પછી તે શ્રુતિ પ્રતિપાદિત પરબ્રહ્મસ્વરૂપ શ્રુતિ યુક્તિના બળ વડે જાણવા યોગ્ય છે. શ્રુતિ કહે છે—(सोऽन्वेष्टव्यः सवि-

जिज्ञासितव्यः) અર્થ:-"તે પરમાત્મ પદ ખોળવા યોગ્ય છે. તે પરમાત્મપદ વિશેષે કરી જાણવા યોગ્ય છે." ઇત્યાદિ શ્રુતિઓ પણ કહે છે, કે તે પદ શોધખોળ કર્યા વિના પ્રાપ્ત થાય એમ નથી. તે પદ કોણ કે જે પદમાં પ્રવિષ્ટ થયા એટલે તે પદના જ્ઞાન વડે ફરીથી સંસારમાં જન્મમરણાદિ આવર્તન થતું નથી. તે પ્રત્યેક આનંદ સ્વરૂપ આદિપુરુષ સર્વ પુરીઓમાં શયન (વ્યાપક) કરતું એવું પરમાત્મ સ્વરૂપ, તેને શરણે હું પ્રાપ્ત થાઉં, અર્થાત્ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, મહત્પુરુષોના અનુભવ એ સર્વથી વેદ્ય (જાણવા યોગ્ય) પરબ્રહ્મના સગુણ અથવા નિર્ગુણ સ્વરૂપનો અપરોક્ષ નિશ્ચય કરૂં. તે પુરુષ કોણ એવી જિજ્ઞાસા થવાથી કહે છે કે જે પુરુષથી માયામય સંસારવૃક્ષની પ્રવૃત્તિ અનાદિકાળથી નીકળી છે ને ઐન્દ્રજાલિક માયાના હસ્તિની પેઠે દષ્ટ-નષ્ટ સ્વભાવવાળી ચાલે છે, તેવા પરમ પુરુષરૂપ પરમાત્માને શરણે હું પ્રાપ્ત થાઉં એ પ્રકારની ભાવના અધિકારી મુમુક્ષુએ કરવી (૪)

એ પ્રકારે એકાંતિક સુખ જે મોક્ષ સ્વરૂપ તેને ઢાંકનાર જે સંસાર રૂપી વૃક્ષ, તેને છેદન કરવાવાળું અસંગ શસ્ત્ર વૈરાગ્ય છે, એમ કહીને તે વૈષ્ણવ પદમાં ગતિ કરતા એવા અધિકારી પુરુષોનાં સ્વરૂપ કહે છે અને તે વૈષ્ણવ પદનું પણ સ્વરૂપ કહે છે.

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाःपदमव्ययं तत् ॥५॥

**पदच्छेदः**

निर्मानमोहाः जितसंगदोषाः अध्यात्मनित्याः विनिवृत्तकामाः द्वंद्वैः विमुक्ताः सुखदुःखसंज्ञैः गच्छन्ति अमूढाः पदम् अव्ययम् तत् ॥

## व्युत्पत्तिसमासाः

मानश्च मोहश्च मानमोहौ निर्गतौ मानमोहौ येभ्यः ते निर्मानमोहाः संग एव दोषः इति संगदोषः जितः संगदोषः यैः ते जितसंगदोषाः, आत्मनि इति अध्यात्मं नित्यं अध्यात्मं येषां ते अध्यात्मनित्याः, विशेषेण निवृत्ताः कामाः येषां ते विनिवृत्तकामाः, विशेषेण मुक्ताः इति विमुक्ताः, सुखं च दुःखं च सुखदुःखे सुखदुःखे संज्ञे येषां तानि सुखदुःखसंज्ञानि तैः सुखदुःखसंज्ञैः, न मूढाः अमूढाः इति॥

## अन्वयाः

निर्मानमोहाः जितसंगदोषाः अध्यात्मनित्याः विनिवृत्तकामाः सुखदुःखसंज्ञैः द्वंद्वैः विमुक्ताः अमूढाः तत् अव्ययम् पदम् गच्छन्ति॥

## અન્વયાર્થ

માન અને મોહ નાશ પામ્યા છે જેઓના, જીત્યા છે સંગદોષ જેણે, સદા આધ્યાત્મિક વિચારમાં છે તત્પર જેઓ, નિવૃત થઈ છે કામનાઓ જેની, સુખ અને દુઃખ નામવાળાં જે દ્વંદ્વધર્મો તે વડે મુક્ત થએલા એવા મોહ રહિત પુરુષો તે અવિનાશી પદને પ્રાપ્ત થાય છે. ઇતિ—

## ટીકા

માન એટલે સામાન્યરીતે મને કોઇ આદરથી બોલાવે અથવા સારાસારા પદાર્થોમાં ઇચ્છા કરૂં ત્યાં મારૂં કોઇ અપમાન કરે નહિ એવી ચિત્તની વૃત્તિવિશેષનો ઉદ્ભવ થવો જેને દર્પ કહે છે અથવા ગર્વ અથવા અહંકાર કહે છે તે. મોહ એટલે અવિવેક અથવા વિપર્યય અર્થાત્ જ્યાં મોહ હોય ત્યાં અવિવેક એટલે સત્યાસત્યનું જ્ઞાન ન દેખાય ઉલટું વસ્તુના સ્વરૂપમાં વિપરીતપણું જણાય એવી ચિત્તની વૃત્તિવિશેષ થાય તે. આ પ્રમાણે માન અને

મોહ એ બંનેથી રહિત એવા जितसंगदोषाः—જીત્યા છે સંગદોષ જેઓએ, અર્થાત પ્રિય અપ્રિય વસ્તુ પોતાને સમીપ પ્રાપ્ત થાય છતાં રાગદ્વેષથી રહિત છે ચિત્તવૃત્તિ જેઓની, अध्यात्मनित्याः—પરમાત્મસ્વરૂપના ચિંતનમાં તત્પર અર્થાત્ સગુણ અથવા નિર્ગુણ સ્વરૂપ પરમાત્મદેવ તેના ધ્યાનપરાયણ બાહ્ય વૃત્તિઓનો નિરોધ કર્યો છે જેઓએ, विनिवृत्तकामाः—વિશેષે કરી નિવૃત્ત થઇ છે કામ રૂપ સાંસારિક વિષયોની ઇચ્છાઓ જેઓની અર્થાત પ્રારબ્ધ-કર્મના અનુસારે સારા નઠારા પદાર્થોના સંસર્ગથી આસક્તિ થાય નહિ. દ્વન્દ્વ એટલે જોડલાં. જેમ શીત-ઉષ્ણ, સુખ દુઃખ, ક્ષુધા-પિપાસા, હર્ષ-શોક વગેરે દ્વન્દ્વધર્મો પોતાના અંતઃકરણને તે તે રૂપ બનાવી દે છે અને તેનાથી આપણાં શુભ સાધનોમાં ઘણાં વિઘ્નો આવે છે. માટે તે તે દ્વન્દ્વ ધર્મરૂપ સુખદુઃખ નામવાળા જે જે ધર્મો તેનાથી મુક્ત-મૂકાઇ ગએલા અર્થાત તિતિક્ષાવાળા, એવાં ઉપર કહેલાં પાંચ વિશેષણોવાળા અમૂઢ પુરુષો—અર્થાત્ વેદાન્તરૂપ પ્રમાણ (શબ્દપ્રમાણ)થી ઉત્પન્ન થએલું જે સમ્યક્ (પોતાના આત્માનું) જ્ઞાન તે વડે અજ્ઞાનની નિવૃત્તિ થઇ છે જેઓની, એવા પુરુષો તે અવ્યય પદને પ્રાપ્ત થાય છે. (૫)

શંકાઃ—ઉપર કહ્યા પ્રમાણે તેવા પુરુષો ઊર્ધ્વ (શ્રેષ્ઠ) પદને પામે તો કોઇપણ કાળે તેનું અધઃપતન થાય કેમકે (पतनान्ताः समुच्छ्रयाः) "ઊંચા ચડવું તે પતન થવા માટે" એ ન્યાય આ સ્થળમાં સિદ્ધ થાય છે; એવી શંકા થવાથી તે ઊર્ધ્વપદ જે ગંતવ્ય (જવા યોગ્ય) છે તેનું વર્ણન કરે છે.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम॥६॥

## पदच्छेदः

न तत् भासयते सूर्यः न शशांकः न पावकः यत् गत्वा न निवर्तंते तत् धाम परमम् मम ॥

## व्युत्पत्तिसमासाः

शशः अंके यस्य सः शशांकः, पवते असौ पावकः, नितरां वर्तंते इति निवर्तंते इति ॥

## अन्वयः

तत सूर्यः न भासयते शशांकः न पावकः न यत् गत्वा न निवर्तंते तत् मे परमम् धाम ॥

## અન્વયાર્થ

તેને સૂર્ય પ્રકાશ કરતા નથી, ચંદ્રમા પણ પ્રકાશ કરતા નથી, અગ્નિ પ્રકાશી શકતા નથી. જે પદને પામીને પુનઃ પાછું અવાય નહિ તે મારું શ્રેષ્ઠ સ્થાન છે. ઇતિ.

## ટીકા

જે વૈષ્ણવપદમાં પ્રાપ્ત થઈને પુનરાવૃત્તિ થતી નથી (न सः पुनरावर्तते) ઇત્યાદિ શ્રુતિઉક્ત અર્થને જ શ્રી ભગવાને કથન કર્યો છે તે પદ (સ્વરૂપ)ને સૂર્યનારાયણ પ્રકાશી શકતા નથી; કારણકે સૂર્યપ્રકાશ માત્ર આકારવાળા પદાર્થોને જ પ્રકાશે છે. એ પરમાત્મતત્ત્વ તો નિરાકાર છે, તેથી સૂર્યના પ્રકાશની ગતિ ત્યાં પહોંચી શકતી નથી. તેમજ સૂર્યાસ્ત પછી બીજી જ્યોતિ ચંદ્રમા પણ પ્રકાશી શકતા નથી, કેમકે ચંદ્રનાં કિરણો શીતળ છતાં વિશેષ પ્રકાશવાળાં નથી, માટે ચંદ્રની શક્તિ પણ તે પરમાત્મ સ્વરૂપને પ્રકાશ કરવા સમર્થ નથી. ત્યારપછી ત્રીજી જ્યોતિ

અગ્નિ છે, તે પણ સૂર્યચંદ્રના અસ્ત થયા પછી સર્વ પદાર્થોને પ્રકાશે છે પણ તે અગ્નિની શક્તિ સ્વયંજ્યોતિબ્રહ્મસ્વરૂપને પ્રકાશ કરવામાં સમર્થ નથી. એ પ્રકારે સૂર્યાદિ ત્રણ જ્યોતિ તે સ્વયં પ્રકાશ અંતર્યામી સ્વરૂપને પ્રકાશી શકતી નથી, તો પછી ચતુર્થ (ચોથી) જ્યોતિ (વાક) વાણી તો તેને કેવી રીતે પ્રકાશી શકે? ન જ પ્રકાશે. એ પ્રકારનું સ્વયંપ્રકાશરૂપ જ્યોતિસ્વરૂપ તે આદિત્યાદિ સકલ જડ જ્યોતિને પ્રકાશ આપનાર છે, માટે તે સૌથી ઉત્કૃષ્ટ (શ્રેષ્ઠ) મારું વ્યાપક પદ (સ્વરૂપ) છે. જે વસ્તુ જેનાથી પ્રકાશિત હોય તે વસ્તુ તેને પ્રકાશ કરવા સમર્થ થતી નથી. તેમજ આદિત્યાદિ સર્વ જ્યોતિઓ સ્વયંપ્રકાશ પરમાત્મસ્વરૂપથી પ્રકાશિત છે, તે સર્વ પરમાત્મસ્વરૂપને પ્રકાશી શકતાં નથી. શ્રુતિ પણ કહે છે: (न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः। तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥) અર્થ:—"તે પરમાત્મસ્વરૂપને વિષે સૂર્ય પોતાનાં સહસ્ર કિરણોથી પ્રકાશી શકતા નથી, તારાગણ સહિત ચંદ્રમા પણ પ્રકાશી શકતા નથી તેમ આ મેઘમંડળમાં રહેલી વિદ્યુત (વીજળી) પણ પ્રકાશી શકતી નથી, તો આ અગ્નિ તો ક્યાંથી પ્રકાશે? કેમકે તે પરબ્રહ્મના પ્રકાશથી સર્વ જડ ચૈતન્ય પદાર્થો પ્રકાશે છે. તેની ભાસા—તેજ વડે આ સર્વ જગત વિશેષે કરી પ્રકાશે છે" ઇત્યાદિ શ્રુતિઓ પરમાત્મસ્વરૂપને સ્વપ્રકાશ અને સ્વયંજ્યોતિ કહે છે. એવું જે પરમ જ્યોતિસ્વરૂપ તે મારું ધામ (સ્વરૂપ) છે. (અહિં "મારું ધામ" એ શબ્દપ્રયોગમાં એવો ધ્વનિ નીકળે છે કે શ્રી ભગવાન અને તેનું ધામ એ ભિન્ન જણાય છે અને તેમ માનવાથી દ્વૈતાપત્તિ થશે અને અદ્વૈતની હાનિ થશે. આવી શંકા થવાથી શ્રી ભગવાનનો અભિપ્રાય એવો બતાવ

નથી, પણ (राहोः शिरः) એટલે રાહુનું શિર એ કહેવાથી રાહુ અને તેનું શિર ભિન્ન નથી, પણ રાહુ કહો કે શિર કહો તે એક જ છે, તેમ મારૂં ધામ એ વાક્ય અભેદબોધક છે.) ૐ (૬)

શંકાઃ—અર્જુન કહે છે કે હે પ્રભો! જે પદમાં જવાથી પુનરાવૃત્તિ થતી નથી પણ જ્યાં જાય ત્યાંથી પાછું આવવું પડે, જેમ સ્વર્ગમાં જઈને પુનઃ નીચે પતન થાય છે. વળી શાસ્ત્ર કહે છે કે ( सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः ॥ संयोगा विप्रयोगान्ता मरणान्तं हि जीवितम ) અર્થઃ—"જે પદાર્થો સાથે ઢગલારૂપ થયા છે, તેઓનો ક્યારે પણ ક્ષય (નાશ) થશે જ. જે કોઇ ઉર્ધ્વ (ઊંચે) ગતિ કરે છે, તે ક્યારે પણ નીચે પડશે જ. જે પદાર્થોનો સંયોગ થયો છે, તેનો કદિ પણ વિયોગ થશે અને જે જીવન ધારણ કરે છે તેના અંતમાં મરણ અવશ્ય છે." ઇત્યાદિ શાસ્ત્રોમાં તથા લોકમાં પ્રસિદ્ધ છે તેથી "यद्गत्वा न निवर्तन्ते" એ વાક્ય મારા હૃદયમાં યથાર્થ બેસતું નથી, એવી શંકા થવાથી તેનું સમાધાનઃ—

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

### पदच्छेदः

मम एव अंशः जीवलोके जीवभूतः सनातनः मनःषष्ठानि इन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥

### व्युत्पत्तिसमासाः

जीवानां लोकः जीवलोकः तस्मिन् जीवलोके, न जीवः अजीवः अजीवः जीवः इव भूतः इति जीवभूतः, मनः षष्ठं येषु तानि मनःषष्ठानि, प्रकृतौ तिष्ठन्ति तानि प्रकृतिस्थानि ॥

## अन्वयः

मम एव सनातनः अंशः जीवलोके जीवभूतः प्रकृतिस्थानि मनःषष्ठानि इन्द्रियाणि कर्षति ॥

## અન્વયાર્થ

મારો જ નિત્ય અંશ આ સંસારમાં જીવરૂપ થયો છતો પ્રકૃતિમાં રહેલી મન સહિત છ ઇન્દ્રિયોને આકર્ષે છે. ઇતિ.

## ટીકા

ઇશ્વર જગતનો ઉત્પન્નકર્તા છે માટે શરીરને પણ પ્રાપ્ત થાય છે. શ્રુતિ—(स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः) (तत्सृष्ट्वा तदेवानुप्राविशत्) ઇત્યાદિ. શ્રુતિમાં કહે છે કે તે જ અંતર્યામી પરમાત્મા આ શરીરમાં નખના અગ્ર ભાગથી તે સર્વ શરીરમાં પ્રવેશ કરે છે. વળી તે સર્વ સૃષ્ટિ રચીને તેમાં જીવ રૂપે થઇ પોતે જ પ્રવેશ કરે છે, માટે ઇશ્વર જ શરીરધારી થયા છે. તેથી મારો અંશ જીવ છે એમ કહેવાથી અંશાંશી ભાવની કલ્પના થાય છે. જેમ સુર્યનું જળમાં પ્રતિબિંબ તથા આકાશનું ઘટમાં ઘટાકાશ. એમાં અંશાંશી ભાવ છે નહિ. પણ જળરૂપ તથા ઘટરૂપ ઉપાધિને લીધે દેખાય છે, માટે અંશ નહિ પણ અંશની પેઠે એ જીવ મારો અંશ છે. છતાં નિત્ય છે, વસ્તુતાથી પરમાત્મ રૂપ છે. પણ આ સંસારને વિષે જીવરૂપ કર્તા ભોક્તા—સંસારી એ પ્રકારે મિથ્યા જણાય છે, તેથી સ્વસ્વરૂપનું જ્ઞાન થવાથી પુનઃ પુનરાવૃત્તિ થતી નથી. એ કર્તાભોક્તા સંસારી જીવ જ્યાંસુધી તે ઉપાધિનો ત્યાગ કરે નહિ ત્યાં સુધી જન્મમરણ વગેરે પામે છે. જ્યારે તેને બ્રહ્માત્મજ્ઞાન થાય ત્યારે માયા તત્કાર્ય સર્વ ઉપાધિનો

લય થાય અને ત્યારે (यद्गत्वा न निवर्तन्ते) એ વાક્ય યથાર્થ થાય છે, અર્થાત્ મારા સ્વસ્વરૂપને પામી પાછો આવે નહિ. એ જીવાત્મા સુષુપ્તિ, પ્રલય, સમાધિ એ ત્રણેમાં પોતાનું કારણ પ્રકૃતિ અજ્ઞાન, તેમાં લય પામેલાં એવાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને છઠ્ઠું મન એ છને પોતાના જાગ્રતના ભોગને ઉત્પન્ન કરનાર કર્મોનો ઉદય થાય ત્યારે ભોગના માટે આકર્ષે છે. અર્થાત સુષુપ્ત્યાદિમાં પોતાના કારણ અજ્ઞાનમાં સૂક્ષ્મરૂપે રહેલાં જ્ઞાનના સાધનરૂપ એવાં એ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને છઠ્ઠું મન, તેને એ જીવાત્મા જાગ્રત સ્વપ્ન અવસ્થાઓના ભોગ પ્રાપ્ત કરવા આકર્ષે છે. (૭)

જીવાત્મા તેઓને ક્યા સમયને વિષે આકર્ષે છે (ખેંચે છે) તે કહે છે:—

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥८॥

## पदच्छेदः

शरीरम् यत् अवाप्नोति यत् च अपि उत्क्रामति ईश्वरः गृहीत्वा एतानि संयाति वायुः गन्धान् इव आशयात् ॥

## व्युत्पत्तिसमासाः

उत् ऊर्ध्वम् क्रामति इति उत्क्रामति, सम्यक् याति इति संयाति, आ समन्तात शेरते अस्मिन् इति आशयः तस्मात् आशयात् ॥

## अन्वयः

ईश्वरः यत देहात् उत्क्रामति च यत् शरीरम् अवाप्नोति वायुः आशयात् गन्धान् इव एतानि गृहीत्वा संयाति ॥

## અન્વયાર્થ

શરીરાદિ સમૂહનો સ્વામી*જ્યારે શરીરથી બહાર નીકળે છે, અને જ્યારે અન્ય શરીરને પામે છે; વાયુ પુષ્પના સ્થાનથી ગંધોને જેમ ખેંચી જાય છે તેમ મનસહિત છ ઇન્દ્રિયોને ગ્રહણ કરીને જાય છે. ઇતિ.

## ટીકા

દેહ ઇન્દ્રિયસંઘાતનો સ્વામી ચેતન જીવ જ્યારે શરીરમાંથી બહાર નીકળે છે તે જ સમયમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને છઠ્ઠું મન તેને પણ સાથે ખેંચીને બહાર જાય છે, કેવળ આકર્ષણ કરે છે એમ નહિ કિંતુ પૂર્વ શરીરમાંથી અન્ય શરીરમાં પ્રવેશ કરે છે. ત્યારે પણ ઉપર કહેલા છએ ગ્રહણ કરીને પ્રાપ્ત થાય છે. અર્થાત્ આ શરીરાભિમાની જીવ શરીરમાંથી બહાર નીકળતાં અને અન્ય શરીરમાં પ્રવેશ કરતાં ઇન્દ્રિયો સહિત મનને સાથે જ ગ્રહણ કરીને ગતિ કરે છે, તેમાં દૃષ્ટાંત કહે છેઃ— પુષ્પ વગેરે સ્થાનથી ગંધરૂપ સૂક્ષ્મ અંશોને ગ્રહણ કરીને વાયુ જેમ બીજા સ્થળમાં ગતિ કરે છે તેમ જ આ જીવાત્મા ગતિ કરે છે. કર્મોની ગતિ જેવા જેવા પ્રકારની હોય તેવાં તેવાં શરીરોને પ્રાપ્ત થાય છે. (૮)

હવે તે ઇન્દ્રિયો કોણ જેને ગ્રહણ કરીને આ જીવ જાય છે. તે બતાવે છે.

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥

* ચેતન જીવ

## पदच्छेदः

श्रोत्रम् चक्षुः स्पर्शनम् च रसनम् घ्राणम् एव च अधिष्ठाय मनः च अयम् विषयान् उपसेवते ॥

## व्युत्पत्तिसमासाः

श्रूयते अनेन इति श्रोत्रं तत्, चष्टे अनेन इति चक्षुः तत्, स्पृशति अनेन इति स्पर्शनम्, रसति अनेन इति रसनम्, जिघ्रति अनेन इति घ्राणम्, अधि स्थित्वा इति अधिष्ठाय ॥

## अन्वयः

अयम् श्रोत्रम् चक्षुः च स्पर्शनम् रसनम् च घ्राणम् च एव मनः अधिष्ठाय विषयान् उपसेवते ॥

## અન્વયાર્થ

આ જીવાત્મા કાન, આંખ, ત્વચા, જિહ્વા અને નાસિકા તેમજ મનને સાથે લઈને વિષયોને સેવે છે. ઇતિ.

## ટીકા

શ્રોત્ર (કાન), ચક્ષુ (આંખ), સ્પર્શન (ત્વચા), રસના (જિહ્વા), ઘ્રાણ (નાસિકા), એ પાંચ જ્ઞાનનાં સાધનો છે. માટે જ્ઞાનેન્દ્રિયો કહેવાય. ચકારથી કર્મેન્દ્રિયો પણ ગ્રહણ કરવી, તેમજ પ્રાણ ગ્રહણ કરવા. મનથી અંતઃકરણ આખી સેના એમ ગણતરી કરતાં (૧૭) તત્ત્વનું સૂક્ષ્મ (લિંગ) શરીર ગ્રહણ કરવું એમ સૂચન કર્યું. પણ પાંચ શ્રોત્રાદિ અને એક મન એ છ મુખ્ય છે. તેથી છનાં નામ જ પ્રત્યક્ષ છે. આ જીવ એ છનો આશ્રય કરીને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે વિષયોનું સેવન કરે છે. અર્થાત્ એ છ છે મુખ્ય જેમાં એવું લિંગ શરીરનું અધિષ્ઠાનપણું ધારણ કરીને આ સ્થૂલ શરીરમાંથી બહાર જવું અથવા બીજા

સ્થૂલ શરીરમાં પ્રવેશ કરવો, જાગ્રત અવસ્થાના પ્રત્યક્ષ ભોગ ધારણ કરવા, તેમ સ્વપ્ન અવસ્થાના સ્વપ્નમય ભોગ ભોગવવા એ તમામ કાર્ય કરવાં તથા તે શબ્દાદિના ઉપભોગ કરવા તે જીવાત્મા કરે છે. તે સંઘાતમાં વિચારદૃષ્ટિથી જોતાં ભોક્તાપણાના અભિમાનને માનનારા ઘણા છે જેમકે ઇન્દ્રિયો—કર્મેન્દ્રિયો. પ્રાણ અંતઃકરણ ચતુષ્ટય ઇત્યાદિ; પણ એ સર્વનું ભોક્તાપણું ચૈતન્ય સ્વરૂપ જીવાત્માને લીધે ચાલે છે. એ ન હોય તો સર્વ સંઘાત જડ છે. પણ તે જીવાત્માને તે જડ વર્ગની કાંઇ પણ અપેક્ષા (જરૂર) નથી, તે તો સ્વતંત્ર છે. જેમ દીપકમાં દીવેટ, તેલ, કોડિયું વગેરે છે, પણ જો દીપક રૂપ અગ્નિ હોય નહિ, તો અંધકારનો નાશ તે સાધનોથી થઇ શકે નહિ. તેવી રીતે આ ચાલતા પ્રસંગમાં પણ જાણી લેવું. (૯)

उत्क्रामन्तं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥१०॥

**पदच्छेदः**

उत्क्रामन्तम् स्थितम् वा अपि भुंजानम् वा गुणान्वितम् विमूढाः न अनुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥

**व्युत्पत्तिसमासाः**

उत्क्रामति इति उत्क्रामन् तम् उत्क्रामन्तम् , भुंक्ते असौ भुंजानः तम् भुंजानम् , गुणैः अन्वितः इति गुणान्वितः तम् गुणान्वितम् , विशेषेण मूढाः इति विमूढाः , ज्ञानं एव चक्षुः येषां ते ज्ञानचक्षुषः ॥

**अन्वयः**

उत्क्रामन्तम् स्थितम् वा भुंजानम् गुणान्वितम् अपि विमूढाः न अनुपश्यन्ति ज्ञानचक्षुषः पश्यन्ति ॥

## અન્વયાર્થ

એક શરીર છોડી બીજામાં જવું, શરીરમાં સ્થિત થવું અથવા વિષયોને ભોગવતા ત્રણે ગુણો યુક્ત એવા આત્માને પણ અજ્ઞાની મૂઢ જોઈ શકતા નથી. પણ જ્ઞાન-નેત્રવાળા પુરુષો જોઈ શકે છે. ઇતિ.

## ટીકા

એ પ્રકારે દેહમાં રહ્યો છતો, દેહથી બહાર નીકળતો છતો, બીજા દેહને પ્રાપ્ત થયો છતો, સુખદુઃખ મોહરૂપ એવા સત્ત્વ, રજસ્, તમસ્ ગુણો વડે યુક્ત છતો, એવી તે સર્વ અવસ્થાઓમાં એ આત્મા જણાય તેમ છે. છતાં દૃષ્ટ અને અદૃષ્ટ એવી ભોગ-વાસનાઓથી જેનાં ચિત્ત આસક્ત થયાં છે તથા અંધ પુરુષોની પેઠે તેવા પુરુષો એ આત્મસ્વરૂપને જોઈ શકતા નથી. પણ જે પુરુષો જ્ઞાનચક્ષુવાળા છે તે જોઈ શકે છે. જવું, આવવું, સ્થિર થવું, ભોગ ભોગવવા વગેરે જે ક્રિયાઓ છે તે શરીરાદિ ઉપાધિને લીધે છે, પણ જ્યારે ઉપાધિઓનો સંબંધ છૂટી જાય છે ત્યારે તો સચ્ચિદાનંદ સ્વરૂપ જ છે. જેમ ઘટનું ગમન, આ-ગમન, જળનું ધારણ કરવું વગેરે ઘટરૂપ ઉપાધિને લઈને જ છે, પણ ઘટમાં રહેલા ઘટાકાશમાં તે ક્રિયાઓ ત્રણ કાળમાં થતી નથી; તેમજ જન્મમરણ, કર્તાભોક્તા, હર્ષ, શોક વગેરે ધર્મો શરીરના સંબંધથી આત્મામાં દેખાય છે. વસ્તુતાથી સર્વ ગુણ ક્રિયાઓથી રહિત આત્મસ્વરૂપ છે એવો જ્ઞાની પુરુષોનો નિશ્ચય છે. (૧૦)

એ પ્રસંગને વિશેષ નિરૂપણ કરે છે.

यतंतो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥११॥

### पदच्छेदः

यतन्तः योगिनः च एनम् पश्यन्ति आत्मनि अवस्थितम यतन्तः अपि अकृतात्मानः न एनम् पश्यन्ति अचेतसः ॥

### व्युत्पत्तिसमासाः

यतन्ति ते यतन्तः, योगः अस्ति येषां ते योगिनः, अकृतः आत्मा येषां ते अकृतात्मानः, न विद्यन्ते चेतांसि येषां ते अचेतसः ॥

### अन्वयाः

च यतन्तः योगिनः एनम् आत्मनि अवस्थितम पश्यन्ति अकृतात्मानः अचेतसः यतन्त अपि एनम न पश्यन्ति ॥

### અન્વયાર્થ

અને પ્રયત્ન કરનારા યોગીઓ એ આત્માને પોતાની બુદ્ધિમાં સ્થિર રહેલા જુએ છે. શમ, દમાદિ સંસ્કારથી રહિત છે મન જેનું, અને અવિવેકી એવા પુરુષો યત્ન કરતા છતા પણ એ આત્માને જોઈ શકતા નથી. ઇતિ.

### ટીકા

પોતાની શુદ્ધ બુદ્ધિમા પ્રકાશિત એવા આત્મસ્વરૂપને ધ્યાનાદિ સાધનો વડે પ્રયત્ન કરતા એવા યોગી પુરુષો અપરોક્ષ રૂપે દેખે છે. અને યજ્ઞાદિ બહિરંગ સાધનો વડે નથી શુદ્ધ કર્યું અંતઃકરણ જેઓએ, તેથી જ વિવેકશૂન્ય એવા પુરુષો તે આત્મસ્વરૂપને જોઈ શકતા નથી. અર્થાત જે પુરુષો ચતુષ્ટય સાધનસંપન્ન થઈ શ્રવણ, મનન, નિદિધ્યાસનપૂર્વક "तत्त्वमसि" મહાવાકયના

અર્થને અપરોક્ષ કરીને પછી પોતાની મલ, વિક્ષેપથી રહિત એવી શુદ્ધ બુદ્ધિમાં પ્રકાશિત એવા આત્મસ્વરૂપને હસ્તામલકવત્ દેખે છે; અને જે ઉપર કહેલાં સાધનોથી રહિત છે, તેમ શાસ્ત્રના દાન, તપ, યજ્ઞ, સગુણ ઉપાસના વગેરે કાંઈપણ સાધનો કર્યાં નથી તેમ નિષ્કામ કર્મથી અંતઃકરણ શુદ્ધ થયું નથી, એવા અનધિકારી પુરુષો પ્રયત્ન કરતા છતા તે આત્મસ્વરૂપ સમીપ છતાં ઘણે દૂર હોય તેમ દેખી શકતા નથી. કેમકે તેઓ પાષાણ તુલ્ય હૃદયવાળા છે. ૐ (૧૧)

હવે જે પદ સર્વને પ્રકાશ કરનાર છે, આદિત્યાદિ પણ જે ચૈતન્ય પદને પ્રકાશવાને સમર્થ નથી. જે પદને પ્રાપ્ત થએલા મુમુક્ષુઓ ફરી સંસારમાં આવતા નથી, જે પદને ઉપાધિના ભેદને લઈ જીવોની પૃથક્ પૃથક્ કલ્પના થઈ મહાકાશમાં ઘટાદિ ઉપાધિને લઈ ઘટાકાશાદિ કલ્પના થાય છે, તેમ જીવોની કલ્પના જે બ્રહ્મ સ્વરૂપમાં થઈ છે તે બ્રહ્મસ્વરૂપનું સર્વાત્મપણું અને સર્વ વ્યવહારનું અધિષ્ઠાનપણું દેખાડવા માટે પોતાની વિભૂતિ સંક્ષેપમાં ચાર શ્લોકે વડે દેખાડે છે.

यद्यादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम ॥१२॥

**पदच्छेदः**

यत् आदित्यगतम् तेजः जगत् भासयते अखिलम् यत् च चन्द्रमसि यत् च अग्नौ तत् तेजः विद्धि मामकम् ॥

**व्युत्पत्तिसमासाः**

आदित्ये गतं इति आदित्यगतम्, गच्छति इति जगत्, न खिलम् अखिलम्, मम इदम् मामकम् ॥

**अन्वयाः**

यत् आदित्यगतम् तेजः अखिलम् जगत् भासयते च यत् चन्द्रमसि च यत् अग्नौ तत् तेजः मामकम् विद्धि ॥

## અન્વયાર્થ

જે સૂર્યમાં રહેલું તેજ સમસ્ત જગતને પ્રકાશે છે, તેમ જે ચંદ્રમામાં અને જે અગ્નિમાં, તે તેજ તું મારું જાણ.

## ટીકા

ભગવાન સૂર્ય પોતાનાં કિરણોના તેજથી સમસ્ત જગતને પ્રકાશે છે તે તેજ (પ્રકાશસત્તા) સૂર્યની નથી, પણ મારી અંતર્યામીની) છે, અને જે તેજ (શીતળ પ્રકાશ) ચંદ્રમામાં છે તે તેજ ચંદ્રનું નથી, પણ મારું (આત્માનું) છે. ચંદ્ર તો પરપ્રકાશિત છે, અને જે તેજ (પ્રકાશ—ઉષ્ણતા) અગ્નિમાં છે, તે અગ્નિનું નથી પણ મારું તેજ છે. અર્થાત્ મારી રીતે જોતાં સર્વ જગતનો વ્યવહાર માત્ર ત્રણ તેજ (સૂર્ય, ચંદ્ર, અગ્નિ)થી ચાલે છે. જો ત્રણ તેજ હોય નહિ તો જગત અંદર બહાર સર્વત્ર અંધકારમય થઈ જાય અને સર્વનાં લૌકિક અથવા પારમાર્થિક કાર્યો બંધ પડી જાય. છતાં તે ત્રણે તેજમાં મારું ઈશ્વરી તેજ હોય નહિ તો તે ત્રણે તેજો પણ કંઈ કામનાં નથી. ઈશ્વરી તેજની સત્તાથી તે ત્રણ તેજોમાં પ્રકાશ કરવાની શક્તિ છે. વળી તે સૂર્ય અગ્નિ, ચંદ્રનાં તેજો પરિચ્છિન્ન (એકદેશીય) છે અને મારું ઈશ્વરી તેજ અપરિચ્છિન્ન (સર્વદેશીય) છે. જેથી જગતમાં માત્ર તેજો મારી વિભૂતિરૂપ છે, પ્રકાશ્ય છે અને હું સર્વનો પ્રકાશક છું. (૧૨)

આદિત્યાદિમાં રહેલું તેજ મારું છે, તેમ પૃથ્વી આદિમાં પ્રાણીમાત્રને ધારણ કરવારૂપ સામર્થ્યરૂપ પણ મારું છે તે કહે છે:—

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥

### पदच्छेदः

गाम् आविश्य च भूतानि धारयामि अहम् ओजसा पुष्णामि च औषधीः सर्वाः सोमः भूत्वा रसात्मकः ॥

### व्युत्पत्तिसमासाः

रसः एव आत्मा यस्य सः रसात्मकः ॥

### अन्वयाः

च अहम् गाम् आविश्य भूतानि ओजसा धारयामि च रसात्मकः सोमः भूत्वा सर्वाः औषधीः पुष्णामि ॥

### અન્વયાર્થ

વળી હું પૃથ્વીમાં પ્રવેશ કરીને પ્રાણીઓને બળ વડે ધારણ કરૂં છું તેમ રસસ્વરૂપ એવો ચંદ્રમા થઈને સર્વ ઔષધીઓને પુષ્ટિ આપું છું.

### ટીકા

અને પૃથ્વીમાં પૃથ્વીના દેવતારૂપે પ્રવેશ કરીને પોતાના બળ વડે પૃથ્વીને ધૂળની મૂઠીની પેઠે કઠણ એકઠી કરીને પૃથ્વી ઉપર રહેલા પ્રાણી, સ્થાવરજંગમને હું અંતર્યામી ધારણ કરૂં છું. એમ ન હોય તો રેતીની મૂઠી જેમ વેરાઈને જુદીજુદી પડી જાય છે, તેમ સર્વ પૃથ્વીનાં પરમાણુઓ પૃથક્‌પૃથક્ થઈ જાય અથવા નીચે પડીને જળમાં ડૂબી જાય. વળી શ્રુતિ કહે છે કે (येन द्यौरुग्रा पृथिवी च दृढा सदाधार पृथिवीम्) અર્થઃ—"જે પરમાત્મ સ્વરૂપે કરી અંતરિક્ષ મહા અવકાશવાળું છે, અને પૃથ્વી દૃઢ (કાઠિન્ય)

ભાવને પ્રાપ્ત થઇ છે. પૃથ્વીને સત વસ્તુનો આધાર છે" ઇત્યાદિ શ્રુતિઓ પણ મારા-પરમાત્મ સ્વરૂપના આધારને કહે છે. વળી સર્વ રસસ્વભાવવાળો સોમ—ચંદ્રમારૂપ હું પોતે પરમેશ્વર થઇને સર્વ ઔષધીઓ (વ્રીહિ, યવાદિ) જે જે પૃથ્વીમાં ઉત્પન્ન થાય છે તે સર્વને પોષણશક્તિ તથા સ્વાદશક્તિ હું અંતર્યામી પ્રાપ્ત કરું છું. અર્થાત્ જગતનો રસ હું પોતે થઇને સર્વમાં રસરૂપે પ્રવેશ કરું છું. ચંદ્રમા પોતાના અમૃતરૂપ રસનો પ્રવેશ કરાવીને સર્વ ઔષધીઓ અથવા લતાવૃક્ષાદિને પુષ્ટિ આપે છે, તેથી ચંદ્રને "દ્વિજરાજ" એ સંજ્ઞા શાસ્ત્રમાં કહે છે. (૧૩)

વળી પણ

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥**

### पदच्छेदः

अहम् वैश्वानरः भूत्वा प्राणिनाम् देहम् आश्रितः प्राणापानसमायुक्तः पचामि अन्नम् चतुर्विधम् ॥

### व्युत्पत्तिसमासाः

प्राणाः सन्ति येषां ते प्राणिनः तेषां प्राणिनाम् , आसमन्तात् श्रितः इति आश्रितः, प्राणश्च अपानश्च प्राणापानौ ताभ्यां सम्यक् आयुक्तः इति प्राणापानसमायुक्तः, अद्यते तत् अन्नम् , चतस्रः विधाः प्रकाराः यस्य तत् चतुर्विधम् तत् ॥

### अन्वयः

अहम् वैश्वानरः भूत्वा प्राणिनाम् देहम् आश्रितः प्राणापानसमायुक्तः चतुर्विधम् अन्नम् पचामि ॥

## અન્વયાર્થ

હું જઠરાગ્નિરૂપ થઈ પ્રાણીઓના દેહને આશ્રય કરીને —પ્રાણ-અપાન યુક્ત બનીને ચાર પ્રકારના અન્નને પાચન કરૂં છું.

## ટીકા

હું ઈશ્વર વૈશ્વાનર નામનો ઉદરમાં રહેનાર જઠરાગ્નિ રૂપ થઈને સર્વ પ્રાણીઓના દેહમાં અન્તર પ્રવિષ્ટ થઈ પ્રાણ અને અપાન વાયુ વડે પ્રજ્વલિત થયો છતો ચાર પ્રકારનાં અન્નને પાચન કરૂં છું. શ્રુતિ કહે છે—((अयमग्निर्वैश्वानरो योऽयमन्तः पुरुषे येनेदमन्नं पच्यते) અર્થઃ—"જે આ વૈશ્વાનર અગ્નિ અંતર પુરુષમાં રહે છે. જેણે કરી આ અન્ન પચે છે" ઇત્યાદિ શ્રુતિથી પૂર્વોક્ત કથન સત્ય છે. ૧ ભક્ષ્ય. ૨ ભોજ્ય, ૩ લેહ્ય ૪ ચોષ્ય. એટલે જે દાંત વડે ટુકડા કરી ખવાય તે ભક્ષ્ય કહેવાય. માલપુડા વગેરે. તેને ચર્વ્ય (ચાવવું) પણ કહે છે. જેને જીભ વડે ચાલન કરી ગળી જવાય, દાંતનો ઉપયોગ થોડો આવે તે અન્ન ભોજ્ય કહેવાય. દૂધપાક વગેરે. તેને પેય પણ કહે છે. જેને જીભ ઉપર મસળીને રસરૂપ કરી ગળી જવાય તે લેહ્ય કહેવાય. ગોળ, સાકર આમ્ર વગેરે. જે પદાર્થને દાંત વડે તોડી રસઅંશને ગળી ગયા બાદ અસાર ભાગને કાઢી નાખવામાં આવે તે ચોષ્ય (ચૂસીને) કહેવાય. શેલડી વગેરે. આવી રીતે અન્નના ચાર પ્રકાર શાસ્ત્રમાં કહ્યા છે માટે જે અગ્નિ ભોક્તા વૈશ્વાનર છે, અને જે ભોજ્ય (ખાવા યોગ્ય) અન્ન સોમ—ચંદ્ર છે, માટે અગ્નિ—સોમ એ બંને આ સર્વ છે. એવી ભાવના રાખી જે કોઈ અન્ન ભોજન કરે છે તેને અન્નના દોષો લેપાયમાન કરતા નથી. માટે ભોજન

કરનાર પુરુષે અન્નમાં અને પોતાના ઉદરમાં જઠરાગ્નિને અગ્નિ-સોમાત્મક ભાવના રાખવી. (૧૪)

વળી કહે છે:—

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च।**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥१५॥**

### पदच्छेदः

सर्वस्य च अहम् हृदि सन्निविष्टः मत्तः स्मृतिः ज्ञानम् अपोहनम् वेदैः च सर्वैः अहम् एव वेद्यः वेदान्तकृत् वेदवित् एव च अहम् ॥

### व्युत्पत्तिसमासाः

सृत अनेन विश्वं इति सर्वं तस्य सर्वस्य, सम्यक् निविष्टः सन्निविष्टः, मत इति मत्तः, वेदितुं योग्यः वेद्यः, वेदानां अन्तः वेदान्तः तं करोति इति वेदान्तकृत्, वेदान् वेत्ति इति वेदवित् ॥

### अन्वयः

च अहम् सर्वस्य हृदि सन्निविष्टः मत्तः स्मृतिः ज्ञानम् च अपोहनम् च सर्वैः वेदैः वेद्यः अहम् एव वेदान्तकृत् च वेदवित् एव अहम् ॥

### અન્વયાર્થ

અને હું સર્વ પ્રાણીના હૃદયમાં સારી રીતે પ્રવેશ કરીને રહ્યો છું. મારાથી જ સ્મૃતિ-જ્ઞાન થાય છે, અને તે બેનું વિસ્મરણ થાય છે. તેમ સર્વ વેદો વડે જાણવા યોગ્ય હું જ છું. તત્ત્વજ્ઞાનનો કર્તા તથા વેદોને જાણનાર પણ હું જ છું. ઇતિ.

## ટીકા

સર્વે બ્રહ્માથી તે સ્થાવર પ્રાણીમાત્રના હું આત્મારૂપ છું, જ્યાં સર્વના હૃદયમાં (બુદ્ધિમાં) પ્રવેશ કરીને રહ્યો છું. શ્રુતિ-(सएषइहप्रविष्टः अनेन जीवेनात्मिनानु प्रविश्यनामरूपे व्याकरवाणि) અર્થઃ—"તે પરમાત્મા હેવે આ જીવરૂપે બુદ્ધિમાં પ્રવેશ કર્યો છે. આ જીવરૂપ આત્માના પ્રવેશે કરીને નામ અને રૂપ ધારણ કરે છે" ઇત્યાદિ શ્રુતિઓ એ અર્થને કહે છે. એથી હું આત્માથી પ્રાણીમાત્રને યોગ્ય એવી સ્મૃતિ એટલે પૂર્વ અનુભવ કરેલા પદાર્થોની યાદી રૂપ વૃત્તિ તથા મારાથી જ જ્ઞાન એટલે પદાર્થ અને ઇન્દ્રિયોના સંયોગથી ઉત્પન્ન થએલ વૃત્તિ. એ સ્મૃતિ અને જ્ઞાન પુણ્યવાન પુરુષોને થાય છે, તે મારાથી. અને તે સ્મૃતિ અને જ્ઞાન એ બેની વિસ્મૃતિ (ભૂલી જવું) એ પાપીઓને થાય છે, તે પાપના ફળથી થાય છે, તે પણ મારાથી જ. આ પ્રકારે પોતાની જીવરૂપતા કથન કરીને પોતાની બ્રહ્મરૂપતા કહે છે. કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડરૂપ સર્વ વેદો વડે હું પરમાત્મા જાણવા યોગ્ય છું. વેદાન્તકૃત્ વેદાન્તના અર્થના સંપ્રદાયના પ્રવર્તક વેદવ્યાસ રૂપ પણ હું છું. તથા વેદવિત એટલે કર્મકાંડ, ઉપાસનાકાંડ, જ્ઞાનકાંડ રૂપ મંત્રભાગ, બ્રાહ્મણભાગ રૂપ સર્વ વેદોના અર્થને જાણનારો પણ હું છું અર્થાત જીવરૂપે પણ સ્થૂળ-સૂક્ષ્મ સંઘાતને જાણનાર પણ મારું સ્વરૂપ છે. અને અંતર્યામી રૂપે પણ સ્થાવર-જંગમ જગતરૂપે પણ મારું સ્વરૂપ છે. મારા વિના યત્કિંચિત સ્થાન ખાલી નથી. (આથી શ્રી ભગવાને પોતાની અખંડ વ્યાપકતા બતાવી છે.) (૧૫)

એ પ્રકારે ઉપાધિ સહિત આત્મ સ્વરૂપને કહીને ક્ષર અને અક્ષર શબ્દ-વાચ્ય, કાર્યકારણઉપાધિ એથી રહિત એવું નિ-

ઉપાધિક શુદ્ધ આત્મ સ્વરૂપનું કૃપા વડે શ્રી ભગવાન્ અર્જુનના પ્રતિ પ્રતિપાદન કરે છે. ત્રણ શ્લોકો વડે:—

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**

**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥**

### पदच्छेदः

द्वौ इमौ पुरुषौ लोके क्षरः च अक्षरः, एव च क्षरः सर्वाणि भूतानि कूटस्थः अक्षरः उच्यते ॥

### व्युत्पत्तिसमासाः

क्षरति इति क्षरः न क्षरः अक्षरः, कूटः इव तिष्ठति इति कूटस्थः अथवा कूटः माया तस्मिन् निष्ठति इति कूटस्थः ॥

### अन्वयः

लोके इमौ द्वौ पुरुषौ एव क्षरः च अक्षरः सर्वाणि भूतानि क्षरः कूटस्थः अक्षरः उच्यते ॥

### અન્વયાર્થ

આ લોકમાં આ બે પુરુષો છે: ૧ ક્ષર, ૨ અક્ષર. તેમાં સર્વ બ્રહ્માદિ સ્થાવર સુધીનાં શરીરો ક્ષર અને લુહારની એરણની પેઠે અચલ આત્મા કૂટસ્થ—અક્ષર કહે છે. ઇતિ.

### ટીકા

લોકને વિષે પ્રસિદ્ધ એવા બે પુરુષો છે: ક્ષર અને અક્ષર. તેમાં ક્ષર એટલે વિનાશી સર્વ પ્રાણવાળા પ્રાણીઓ સુષુપ્તિમાં. પ્રલયમાં અને કૈવલ્યમાં, તેનાં કર્મોનો ક્ષય થયે છતે ઉપાધિના નાશ થવેથી નાશ સ્વભાવવાળો બ્રહ્મના પ્રતિબિંબરૂપ જીવ

જાણવા. જગના પ્રતિબિંબની પેઠે. અને બીજો અક્ષર એટલે કૂટસ્થ, નિર્વિકાર, શુદ્ધ-સાત્વિક માયારૂપ ઉપાધિ છે જેની એવા કારણ બ્રહ્મ. બિંબ (સૂર્ય) સ્થાનીય એટલે બિંબ જે સૂર્ય તેનો નાશ કદિપણ થતો નથી. તેમ બ્રહ્મસ્વરૂપ અક્ષરનો કદિપણ નાશ થતો નથી. વળી ઉપાધિ (માયા)ના દોષને નહિ વશ થએલા તથા જ પોતાના યથાર્થ સ્વરૂપથી કદાપિ ક્ષરે નહિ માટે અક્ષર છે. અર્થાત આ સંસારમાં બે રાશી–સમૂહ (ઢગલા) છે. એક કાર્યરૂપ અને બીજો કારણરૂપ. કાર્ય સમૂહરૂપ રાશી સમસ્ત કાર્યમાત્રરૂપ જે વિનાશી તે ક્ષર જાણવો. અને કૂટસ્થ —અક્ષર એટલે કૂટ એટલે શુદ્ધ માયાનો ઢગલો. અર્થાત યથાર્થ વસ્તુને ઢાંકનાર અને અયથાર્થ (અસત્ય) વસ્તુને પ્રત્યક્ષ બતાવનાર એવી માયા. આવરણ-વિક્ષેપ એ બે શક્તિ રૂપે સ્થિત કૂટ જાણવું. તે કૂટમાં સ્થિત માયાને શક્તિ આપનાર કારણ ઉપાધિરૂપ, અને સંસારના બીજરૂપે જેની અનંત શક્તિ છે, એવા ભગવાન્ કૂટસ્થ એ અક્ષર કહેવાય. (કોઈ શાસ્ત્રકારોનો આવો મત છે કે ક્ષર એટલે અચેતન (જડવર્ગ) અને કૂટસ્થ એટલે જીવ તે અક્ષર કહેવાય. પણ એ મત બરાબર નથી. કેમકે જીવને ક્ષેત્રજ્ઞ એવા નામથી પુરુષોત્તમ કહેવાના છે, માટે જીવ, અક્ષર થઈ શકે નહિ. માટે કાર્ય કારણ ઉપાધિ રૂપ એ બે જડનો સમાન જ છે.

શ્રી ભગવત્પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્ય ભગવાન ભાષ્યકારે એ પ્રકાર ભાષ્યમાં કહ્યો છે. તેને અનુસારે જણાવેલ છે. (૧૬)

એ પ્રકારે ક્ષર અને અક્ષર એ બે થી વિલક્ષણ ક્ષર-અક્ષર એ બે ઉપાધિનો જેમાં સ્પર્શ નથી, એવા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવસ્વરૂપને કહે છે:

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥

### पदच्छेदः

उत्तमः पुरुषः तु अन्यः परमात्मा इति उदाहृतः यः लोकत्रयम् आविश्य बिभर्ति अव्ययः ईश्वरः ॥

### व्युत्पत्तिसमासाः

परमश्चासौ आत्मा च परमात्मा वा परमः आत्मा यस्य सः परमात्मा, लोकानां त्रयं इति लोकत्रयम्, न विद्यते व्ययः यस्य सः अव्ययः, ईष्टे असौ ईश्वरः ॥

### अन्वयः

तु परमात्मा इति उदाहृतः उत्तमः पुरुषः अन्यः यः अव्ययः ईश्वरः लोकत्रयम् आविश्य बिभर्ति ॥

### અન્વયાર્થ

પરંતુ પરમાત્મા એ નામથી કહેવાતા સૌથી શ્રેષ્ઠ પુરુષ અન્ય જે અવિનાશી ઈશ્વર ત્રણ લોકમાં પ્રવેશ કરી સર્વને ધારણ કરે છે.

### ટીકા

સૌથી શ્રેષ્ઠ પુરુષ તો અન્ય (ભીન્ન) અત્યંત વિલક્ષણ છે, એ ક્ષર અને અક્ષર બંનેના પ્રકાશક ચેતન છે. જેને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચકોશો અવિદ્યાથી કલ્પના થએલા એ સર્વથી પરમ ઉત્કૃષ્ટ અકલ્પિત છે તેથી તેને પરમાત્મા એમ કહે છે. (ब्रह्मपुच्छंप्रतिष्ठा) સર્વ પ્રાણી માત્રના પ્રત્યક્ ચૈતન્ય છે, માટે વેદાન્તને વિષે તેને

પરમાત્મા કહે છે, જે પરમાત્મા भूर्भुव:स्व: એવું સર્વ જગતમાં પોતાની માયાશક્તિ વડે પ્રવેશ કરીને સત્તા સ્ફૂર્તિને આપતા છતા ધારણ કરે છે—પોષણ કરે છે. વળી તે કેવા છે; સર્વ વિકાર जायते। अस्ति। वर्धते। विपरिणमते। अपक्षीयते। नश्यति। ઇત્યાદિથી રહિત છે. સર્વના નિયંતા નારાયણ છે, તેથી ઉત્તમ પુરુષ અન્ય છે એમ ભગવાન કહે છે. અર્થાત્ તે ઉત્તમ પુરુષ, ઉત્તમ, મધ્યમ, અધમ શરીરોમાં પ્રવેશ કરીને રહેલા છે, છતાં સર્વજ્ઞત્વાદિ ઈશ્વર ધર્મો તથા અલ્પજ્ઞત્વાદિ જીવ ધર્મો એ બંનેના વિકારધર્મોને પ્રાપ્ત થતા નથી. (૧૭)

ક્ષર, અક્ષરથી અન્ય, એવી રીતે કહ્યા, તે ઈશ્વર સ્વરૂપને પુરુષોત્તમ એ નામથી કથન કરવા માટે એ પ્રકારના પરમેશ્વર હું પોતે જ છું એ કહેવાને માટે પોતે કહે છે:—

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥**

### पदच्छेदः

यस्मात् क्षरम् अतीतः अहम् अक्षरात् अपि च उत्तमः अतः अस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥

### व्युत्पत्तिसमासाः

अति अतीत्य गतः अतीतः पुरि सीदन्ति ते पुरुषाः पुरुषेषु उत्तमः पुरुषोत्तमः ॥

### अन्वयः

यस्मात् अहम् क्षरम् अतीतः च अक्षरात् अपि उत्तमः अतः लोके च वेदे पुरुषोत्तमः प्रथितः अस्मि ॥

## અન્વયાર્થ

જે કારણથી હું ક્ષરથી ઉત્કૃષ્ટ છું, તેમ અક્ષર પુરુષથી પણ ઉત્તમ છું, તેથી લોકમાં તથા વેદમાં પુરુષોત્તમ પ્રસિદ્ધ છું. ઇતિ.

## ટીકા

જડક્ષરરૂપ ઉપાધિથી ઉત્કૃષ્ટ (શ્રેષ્ઠ), જીવરૂપ ચેતન હોવાથી તેનાથી પણ ઉત્કૃષ્ટતર (અતિશ્રેષ્ઠ) માયા ઉપાધિવાળો સ્વતંત્ર હોવાથી, અને તેનાથી પણ ઉત્કૃષ્ટતમ (અતિશ્રેષ્ઠથી શ્રેષ્ઠ) સર્વ ઉપાધિથી રહિત હોવાથી, કાર્યરૂપ હોવાથી, વિનાશી માયાજન્ય એવું સંસારવૃક્ષરૂપ ક્ષર તેનાથી પણ હું અતીત (જુદી દશામાં) રહેનાર પરમેશ્વર છું. અને, અક્ષરથી એટલે સંસારવૃક્ષના બીજરૂપ સર્વનાં કારણથી પણ ઉત્તમ (શ્રેષ્ઠ) છું. જેથી ક્ષર અને અક્ષરરૂપ પુરુષપણાની ઉપાધિઓ વડે કહેવાતા તેઓમાં હું ઉત્તમ છું. એ કારણને લઈને લોકને વિષે તથા વેદને વિષે पुरुषोत्तम એ નામથી પ્રખ્યાતિ પામેલો છું. વેદમાં (स उत्तमः पुरुषः) લોકમાં કવિકાવ્યાદિમાં (हरिर्यथैकः पुरुषोत्तमोत्तमः) ઇત્યાદિ પ્રમાણોથી લોકમાં, (સંસારમાં) વેદમાં પ્રસિદ્ધ છું. (૧૮)

એ નામનું જ્ઞાન થવું, તેનું ફળ ભક્તિ છે તે કહે છે:

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥

## पदच्छेदः

यः माम् एवम् असंमूढः जानाति पुरुषोत्तमम् सः सर्ववित् भजति माम् सर्वभावेन भारत ॥

## व्युत्पत्तिसमासाः

सम्यक् मूढः संमूढः न संमूढः असंमूढः सर्वं वेत्ति इति सर्ववित्, सर्वश्चासौ भावश्च सर्वभावः तेन सर्वभावेन ॥

## अन्वयाः

भारत यः असंमूढः माम् एवम् पुरुषोत्तमम् जानाति सः सर्ववित् माम् सर्वभावेन भजति ॥

## અન્વયાર્થ

હે ભારત! જે પુરુષ વિવેકજ્ઞાન યુક્ત થઈને મને એ પ્રમાણે પુરુષોત્તમ રૂપે જાણે છે, તે સર્વ જાણનાર થયો છતો મને સર્વ પ્રકારના ભાવો વડે ભજે છે.

## ટીકા

હે ભારત! (ભા—બ્રહ્મસ્વરૂપ તેમાં રત—પ્રીતિવાળા) હે અર્જુન! જે પુરુષ અસંમૂઢ (વિવેકજ્ઞાનવાળો) તે એમ ન જાણે કે આ કહેનાર પણ એક મનુષ્ય છે. આપણા જેવો છે. અને કૃષ્ણ એવું નામ ધારણ કરનાર પ્રાકૃત (સાધારણ) મનુષ્ય છે. આ પ્રકારે સંમોહ (મૂઢપણા)થી રહિત એવો અસંમૂઢ એટલે આ કૃષ્ણ સાક્ષાત ઈશ્વર છે. એમ જાણનારો પુરુષ પુરુષોત્તમરૂપ મને ભજે છે. આરાધન કરે છે. તે સર્વજ્ઞ પુરુષ સર્વાત્મારૂપ મને જાણે છે. અને સર્વ ભાવ એટલે પ્રેમલક્ષણારૂપ ભક્તિયોગ વડે ભજે છે. તેથી જ મેં—શ્રી કૃષ્ણે પાછળના અધ્યાયમાં કહ્યું છે કે. (मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते । स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥) અર્થ:—"જે અધિકારી પુરુષ અનન્ય ભક્તિ-યોગ વડે મને (સગુણ) બ્રહ્મને સેવે (પ્રેમ—લક્ષણા ભક્તિથી આરાધન કરે) તે પુરુષ સર્વ માયાના ગુણોને ઉલ્લંઘન કરીને

બ્રહ્મસ્વરૂપી મારા સ્વરૂપને પામે છે" માટે પુરુષોત્તમ સ્વરૂપે મને વ્યાપક જાણે પણ એક વ્યક્તિરૂપે અથવા અલ્પજ્ઞ સ્વભાવ વગેરેનો ત્યાગ કરી મારી ઉપાસના કરે. (૧૯)

હવે અધ્યાયના અર્થને સ્તુતિ કરતા છતા ઉપસંહાર (સમાપ્ત) કરે છે.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ।
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥२०॥

## पदच्छेदः

इति गुह्यतमम् शास्त्रम् इदम् उक्तम् मया अनघ एतद् बुद्ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यः च भारत ॥

## व्युत्पत्तिसमासाः

गूहितुं योग्यं गुह्यम् अतिशयेन गुह्यं इति गुह्यतमम्, न विद्यते अघं यस्मिन सः अनघः तत् संबुद्धौ हे अनघ! बुद्धिः अस्ति अस्य इति बुद्धिमान्, कृतं कृत्यं येन सः कृतकृत्यः ॥

## अन्वयः

हे अनघ इति इदम् गुह्यतमम् शास्त्रम् मया उक्तम् भारत एतत् बुद्ध्वा बुद्धिमान् च कृतकृत्यः स्यात् ॥

## અન્વયાર્થ

હે નિષ્પાપ અર્જુન! એ પ્રમાણે આ અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય શાસ્ત્ર મેં શ્રી કૃષ્ણ જે તેણે કહ્યું હે ભારત! (ભરત વંશજ) એ શાસ્ત્રને જાણીને બુદ્ધિવાળો પુરુષ કૃત-કૃત્ય (કૃતાર્થ) થાય છે. ઇતિ.

હે અનઘ! (નિર્વ્યસન) અર્જુન! આ અતિ રહસ્યમય ગુહ્યશાસ્ત્ર તમારા પ્રત્યે કહ્યું. વિચારદૃષ્ટિથી તો આ અષ્ટાદશાધ્યાયી (અઢાર અધ્યાયવાળી સમગ્ર ગીતાનું નામ શાસ્ત્ર છે, તોપણ આ ૧૫ મા અધ્યાયમાં સઘળા ગીતાશાસ્ત્રના અર્થને દેખાડ્યો છે. જેમકે કાર્યકારણ વિભાગ, સંસારવૃક્ષનું સ્વરૂપ અને તેનું અનિત્યપણું, ભગવાનની વિભૂતિ, સર્વ વેદો વડે જાણવા યોગ્ય પોતાનું સ્વરૂપ એ સર્વશાસ્ત્રનો અર્થ આ અધ્યાયમાં નિરૂપણ કર્યો છે. માટે આ અધ્યાયને શાસ્ત્ર એવું નામ આપ્યું છે.) આ અતિ ગુહ્ય રહસ્યને જાણીને પુરુષ આત્મજ્ઞાની થાય. તેણે સર્વ કરવા યોગ્ય કર્યું, ફરીથી કંઈપણ કર્તવ્ય રહે નહિ. કારણકે વિશેષ (ઉત્તમ) કુળમાં જન્મ થયો તેણે કરીને સાધનસંપન્ન થઈને સર્વ ભગવત્તત્ત્વ વિદિત થાય. તે વિના કર્તવ્ય (કર્મ)ની પરિસમાપ્તિ થવી કઠિન છે અને તે વિના ભગવત્તત્ત્વ જાણવું અતિ કઠિન છે. હે ભારત! અને હે અનઘ! એ બે સંબોધનથી એ અર્થસૂચન કરે છે કે હે અર્જુન! તું તો મહા કુળમાં જન્મ પામ્યો છે. વળી સ્વયં તું પોતે અનેક દોષો (પાપો)થી રહિત છે. માટે કુળના ગુણ અને પોતાના સ્વાભાવિક ગુણ એ બે ગુણ વડે કૃતકૃત્ય થઈશ જ. એમાં કંઈ કહેવાનું નથી. ઈતિ. ૐ (૨૦)

## समाप्ति मंगलम

**कारुण्यतो नरवदाचरतः परार्थान**
**पार्थाय बोधितवतो निजमीश्वरत्वम।**
**सच्चित्सुखैकवपुषः पुरुषोत्तमस्य**
**नारायणस्य महिमा न हि मानमेति॥**

અર્થ-કરુણાથી મનુષ્યનો દેહ પરોપકારને આચરણ કરતા એવા અને અર્જુન સ્વભક્ત પ્રતિ પોતાના ઈશ્વરપણાનો બોધ આપતા એવા અને સચ્ચિદાનંદ એક સ્વરૂપવાળા એવા શ્રી પુરુષોત્તમ નારાયણ સ્વરૂપના મહિમામાં અન્ય કોઈ પ્રમાણની જરૂર નથી. ઈતિ ૐ શિવમ ॥

इति श्रीमद्भगवद्गीतायां गुर्जरभाषाटीकायां स्वामी
रेवानन्दविरचितायां पुरुषोत्तमयोगो नाम
पञ्चदशोऽध्यायः समाप्तः हरिः ॐ ॥

લિ.
સ્વામીશ્રી રેવાનંદગિરિ

સંવત ૧૯૯૨ પોષ શુક્લ તૃતીયા મંગલવારે
**સંન્યાસાશ્રમ-આણંદ**

# સંક્ષિપ્તં માહાત્મ્યમ્

## અથ શ્રીમદ્ભગવદ્ગીતાનું સંક્ષિપ્ત માહાત્મ્ય

**गीताशास्त्रमिदं पुण्यं पठेत प्रयतः पुमान्।**
**विष्णोः पदमवाप्नोति भयशोकादिवर्जितः॥१॥**

અર્થઃ — આ પવિત્ર ગીતાશાસ્ત્રનો જે પુરુષ સાવધાન થઈ પાઠ કરે તે ભય, શોકાદિથી રહિત થઈને વિષ્ણુ પરમાત્માના પદને પામે છે. (૧)

**मलनिर्मोचनं पुंसां जलस्नानं दिनेदिने।**
**सकृद्गीताम्भसि स्नानं संसारमलनाशनम्॥२॥**

અર્થઃ પુરુષોના મળને નાશ કરનાર જળનું સ્નાન દિનપ્રતિદિન કરવું પડે છે. ગીતારૂપી જળમાં વિષે એક જ વખત સ્નાન કરે (પાઠ કરે) તો સંસારરૂપી મળનો નાશ થાય છે. (૨)

**भारतामृतसर्वस्वं विष्णोर्वक्त्राद्विनिःसृतम्।**
**गीतागंगोदकं पीत्वा पुनर्जन्म न विद्यते॥३॥**

અર્થઃ વિષ્ણુ (શ્રીકૃષ્ણ)ના મુખારવિંદથી ધારારૂપે નીકળેલું અને ભારતરૂપ અમૃતનું સર્વસ્વ (સારરૂપ) એવું ગીતારૂપ ગંગોદક (ગંગાજળ)નું પાન કરીને પુનઃ (ફરી) જન્મ પ્રાપ્ત થતો નથી. (૩)

**यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम्।**
**तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि॥४॥**

અર્થઃ — જે ઠેકાણે ગીતાનો વિચાર થાય છે, તેમ જ્યાં પઠન, પાઠન, શ્રવણ થાય છે, ત્યાં હે પૃથ્વિ! હું નિરંતર જરૂર નિવાસ કરું છું. (૪)

चिदानन्देन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानन्दा तत्त्वार्थज्ञानसंयुता ॥५॥

અર્થ:—એ ગીતા ચિદાનંદ સ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણે સ્વમુખથી અર્જુનને કહી છે. તેથી એ ત્રણ વેદરૂપ, પરમ આનંદસ્વરૂપ અને તત્ત્વાર્થજ્ઞાનથી ભરેલી છે. (૫)

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥६॥

અર્થ:—જે પુરુષ એ ગીતાનો માહાત્મ્ય સહિત પાઠ કરે છે, તે તેના ફળને પ્રાપ્ત થાય છે અને દુર્લભ ગતિ જે મોક્ષ તેને પ્રાપ્ત થાય છે (૬)

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतान्ते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥७॥

અર્થ:—જે પુરુષ ગીતાનો પાઠ કર્યા પછી મેં કહેલા ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે તે તેમાં કહેલા ફળને પામે છે. (૭)

इति श्रीगीतामाहात्म्यं संपूर्णम् ॥

# સમાપ્તિ મંગલમ્

શ્રી ગીતા સત્સંગ સમાજમાં કથાસમાપ્તિ પછીનું મંગલમ્

"श्रीकृष्ण गोविन्द हरे मुरारे,
हे नाथ नारायण वासुदेव." (પાંચ વખત)
अच्युतं केशवं रामनारायणं
कृष्णदामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपिकावल्लभं
श्रीजानकीनायकं रामचन्द्रं भजे ॥

## સમૂહ પ્રાર્થના

नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये
सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते
सहस्रकोटियुगधारिणे नमः ॥

છંદ

જગદ્વન્દ્ય દેવ વિશ્વના વિધાતા
પ્રણમું પ્રેમ થકી પ્રણતજનત્રાતા ।।
વિના નાથ નથી અન્ય મુક્તિદાતા,
પરિત્રાણ કરો મારું પિતા-માતા. ૧
ત્રિવિધ તાપ કૃપાનાથ સર્વ કાપો,
દયાસિંધુ દિવ્ય જ્ઞાન મને આપો;
નમો પૂરણ બ્રહ્મ પરમ ઉપકારી.
નમી કરું હું પ્રભુ પ્રાર્થના તમારી. ૨

સંતુરૂપ તમે સૃષ્ટિ સકલ ધારો,
મહા મંગલ મહિમા પ્રભુ તમારો;
મહાકાળ તમે સાંનિધ્યે પધારો,
કૃપાદૃષ્ટિ કરી કષ્ટને નિવારો. ૭
જ્યહાં જોઉં ત્યાં શક્તિ સબલ ભાસે,
પરમ જ્યોતિ સકલ વિશ્વમાં પ્રકાશે;
સદા આનંદે સ્તવન ગીત ગાઉં,
પ્રેમકુસુમ ચરણપંકજે વધાવું. ૮

ૐ शान्तिः शान्तिः शान्तिः

## શ્રી રામધૂન. संकीर्तनम् (બાર ચરણ)

'રામ રામ રામા હરે રામ રામા, રામ રામ રામા રઘુપતિ રામા'

**શ્રી ગીતા સત્સંગ સમાજ**
સંન્યાસાશ્રમ-આણંદ

સંવત ૧૯૯૨ પોષ શુક્લ પૂર્ણિમા બુધવાર

# શ્રી રેવેશ્વર મહાદેવની આરતી

જય રેવેશ્વર સ્વામી! પ્રભુ રેવેશ્વર સ્વામી! (૨)
નિર્ગુણ સગુણ સ્વરૂપં (૨)
વંદા શિર નામી, જયદેવ મહાદેવ. ૧

નારદ શારદ શેષ નિરંતર ગાવે ગુણ જેના (૨)
નંદી ભૃંગી ગિરિજન (૨)
નિત્યચરણં ભજે. જયદેવ મહાદેવ. ૨

સતચિતઆનંદરૂપ સદાહિત શરણાગત રક્ષક (૨)
કરુણાકર હર શંભો (૨)
નૌમિ તવ ચરણં. જયદેવ મહાદેવ. ૩

વિશ્વનાથ વિશ્વંભર સુરવંદિત સર્વે (૨)
ત્વં માં પાલય નિત્યં (૨)
વરદાભયકરતં. જયદેવ મહાદેવ. ૪

કૈલાસે વટવૃક્ષ સમીપે પદ્માસન ધારી (૨)
ધ્યાન નિરંતર ધરતા (૨)
જગ જન અઘહારી. જયદેવ મહાદેવ. ૫

પંચ આરતી પંચાનનની જે કોઈ ગાશે (૨)
રેવાનંદ પરમ પદ (૨)
મોક્ષ સંચરશે. જયદેવ મહાદેવ. ૬

સાણંદ: સંવત ૧૯૯૫ના વૈશાખ સુદ ૫ ને સોમવાર

